ગુર્જર

# બાળગ્રંથાવલિ

# ગરવી ગુજરાત



સંપાદક

વર્ષ ૨

પુસ્તક ૩

ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગુર્જર બાલગ્રંથાવલિ-શ્રેણી બીજી-પુસ્તક ૩ જું

# ધરતી ગુજરાત

: લેખક :

રસિકલાલ જ. જોષી

: પ્ર કા શ ક :

ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધી રસ્તો........અમદાવાદ

# નિવેદન

ગુર્જર બાલગ્રંથાવલિનાં પુસ્તકોનો ગુજરાતના કિશોરોને હવે પરિચય કરાવવાનો ન હોય. એ ગ્રંથાવલિની બીજી શ્રેણીના ત્રીજા પુસ્તકની આ બીજી આવૃત્તિ પ્રગટ થાય છે એ ખરેખર હર્ષની બીના છે.

કિશોર–સાહિત્ય તરફની અભિરૂચિ આજે સારા પ્રમાણમાં જાગ્રત થઈ છે. એ અભિરૂચિને પથ્ય એવું વાચન આપવાનો આ ગ્રંથાવલિનો ઉદ્દેશ છે. એને લક્ષમાં રાખી આ પુસ્તકમાં ગુજરાતના ઉજળા ભૂતકાળને રજૂ કરવામાં આવ્યો છે. ગુજરાતમાં કેવાકેવા વીરનરો પાકયા છે તેનો તેજસ્વી ચિતાર આપવામાં આવ્યો છે. અમને આશા છે કે ગુજરાતના ઊગતા કિશોરોને એ ઉત્સાહ અને પ્રેરણા આપશે, અને જે ભૂમિમાં તેઓ વસી રહ્યા છે, તે તરફ મમત્વ અને પ્રેમ જગાવશે.

આ પુસ્તકની આ નવી આવૃત્તિમાં કેટલોક ફેરફાર કરવામાં આવ્યો છે. ગુજરાત વિષે ઘણીઘણી નવી ઐતિહાસિક શોધખોળો થઈ ચૂકી છે. એને અનુસરીને ‘જસમા ઓડણ’ જે તદ્દન આધારહીન વસ્તુ પુરવાર થઇ છે, તેના જીવનને આમાંથી બકાત કરવામાં આવ્યું છે; અને ગુજરાતની અસ્મિતાના આદ્ય જનકો ‘મહારાજા જયસિંહ’ તથા

'આચાર્ય હેમચંદ્ર'ની જીવનરેખાને ઉમેરવામાં આવી છે. આ ઉપરાંત બીજા પણ કેટલાક સુધારા–વધારા કર્યા છે. અમને આશા છે કે પ્રથમાવૃત્તિની જેમ જ આ નવીન સંસ્કરણ પણ કિશોરોને ગમી જશે.

આ પુસ્તક માટે ગુજરાતના જાણીતા ચિત્રકાર શ્રી. રવિશંકર પંડિત બી. એ. એ ચિત્રો દોરી આપેલાં છે. આ પુસ્તકમાં યોજવામાં આવેલ ઐતિહાસિક સુધારા શ્રી. જયભિખ્ખુએ કરી આપ્યા છે. પુસ્તકના લખાણને પદ્ધતિસર સંસ્કારી, ઇતિહાસના નૂતન પ્રકાશનાં તેજકિરણો ઝીલી આખી ચોપડીને સારી રીતે પલટો આપવા માટે અમે એ વિદ્વાન ગૃહસ્થના અત્યંત આભારી થયા છીએ.

પ્રારંભમાં મૂકવામાં આવેલ 'વીર વનરાજ' નામનું ચિત્ર કુમાર કાર્યાલયના સૌજન્યને આભારી છે. આશા છે કે કિશોરો આ પુસ્તકને પહેલાંની જેમ વધાવી લેશે.

તા. ૧–૬–૩૯

સંપાદક

# અનુક્રમણિકા

# ચિત્રસૂચી

# બાગે ફિરદોસ

## [ સ્વર્ગનો બગીચો ]

•

ગૂજરાત એટલે ગૂર્જરોની ભૂમિ. પ્રેમશૌર્યના પૂજારી ગૂર્જરો મૂળે છેલછબીલા હતા. રસ–સંસ્કારભરી ગૂર્જરીઓ દહીં–દૂધ વેચવા જતી, અને રૂપાળા–રઢિયાળા ગૂર્જરો શિકાર ખેલતા, ઘોડા ફેરવતા અને ઢોરઢાંખર જાળવતા. સુંદર નદી કે સરોવરને કિનારે ગૂર્જરો અને ગૂર્જરીઓ નેસડા નાખીને રહેતાં. એ નેસડાઓમાંથી એક દહાડો શ્રી કૃષ્ણની પ્રેમ–શૌર્યથી ભરેલી બંસી સંભળાઈ.

વર્ષો વીત્યાં. દ્વારકાના જાદવો શ્રીકૃષ્ણની પ્રેમ–શૌર્ય ભરી બંસીને ભૂલ્યા, અને માંહોમાંહે કપાઈ મુઆ. ગૂજરાતના ઈતિહાસનું આ પહેલું પાનું. આ પછી મૌર્ય, ક્ષત્રપ અને ગુપ્ત સરદારોનાં ઘોડાં ગૂજરાતની ધરતીને ખૂંદી ગયાં; પણ એકે ગૂજરાતને પોતીકી ન કરી. ગૂજરાતને પોતીકી કરી વલ્લભીવંશના ગૂર્જર રાજાઓએ. પણ કાળના વારા–ફેરામાંથી કોણ બચ્યું છે કે વલ્લભીવંશ બચે ? કાકુમારવાડીએ વલ્લભીવંશના રાજાઓને નેસ્ત નાબૂદ કરાવ્યા. સંસ્કારવંતા ગૂર્જરરાષ્ટ્રમાં સૈકાઓનો અંધકાર વીંટાયો.

ઈ. સ. ના સાતમા સૈકામાં એ અંધકાર ભેદાયો ને ચાપ ( બાણ ) ચલાવવામાં કુશળ એવા ચાપોત્કટ કનકસેને ફરીથી આ ભૂમિને જાગતી કરી. ચાપોત્કટનું નામ

ચાવડા થયું ને જયશિખરી ચાવડાએ પંચાસરની પુણ્યભૂમિ પર ફરીથી ગૂર્જરરાષ્ટ્રનો વાવટો ફરકાવ્યો. ગૂજરાતનો ક્રમબદ્ધ ઈતિહાસ અહીંથી આરંભાયો.

ચાવડાઓનો દુંદુભિનાદ આથમ્યો ને સોલંકી આવ્યા. સહુએ ગૂજરાતને પોતાનું કર્યું. ધીરેધીરે ગૂજરાતની આણ અફઘાનિસ્તાન સુધી ગાજવા લાગી. સોલંકી કાળના ગર્ભમાં સમાયા ને ચૌલુક્ય ને વાઘેલા આવ્યા. કરણઘેલો ગૂજરાતનો છેલ્લો હિંદુ રાજા. એની ઘેલાઈએ મુસલમાનોને નોતર્યા.

મુસલમાનો વિજેતા તરીકે આવ્યા, પણ ગૂર્જરરાષ્ટ્રને પ્રેમથી અપનાવી લીધો. તેઓ ગૂજરાતના વતની બન્યા. કળા, કારીગરી અને સ્થાપત્યના જોરે ગૂજરાતને રસસંસ્કાર-ભર્યું બનાવ્યું. તેઓએ પોતાને ગૂજરાતી કહેવરાવવામાં અભિમાન લીધું અને ગુજરાતને 'બાગે ફિરદૌસ' સ્વર્ગનો બગીચો બનાવી તેના લાડીલા પુત્રો બન્યા.

સુલતાન અહમદશાહે અમદાવાદ વસાવ્યું ને ગૂજરાતને સબળ બનાવ્યું. એ પછી મહમદ બેગડાએ એનો પ્રતાપ પ્રવર્તાવ્યો. એ પછી મુઝફ્ફરશા ને બહાદુરશા આવ્યા. મુઝફ્ફરશા ત્રીજાના વખતે ગૂજરાત સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે આથમ્યું. પછી તો મોગલો, મરાઠા ને છેલ્લે અંગ્રેજો આવ્યા.

હિંદમાતાની સંસ્કારવંતી, રસરસાળ આ લાડીલી પુત્રીનું સ્થાન ઈતિહાસમાં ઉજ્જવળ છે.

# પરાક્રમી જયશિખરી

[ ૧ ]

રૂડાં રૂપાળાં, લીલાંછમ ખેતરોથી ભરપૂર ને બારે માસ નદી સરોવરોથી લહેરાતો ગુજરાત દેશ. દુકાળનું નામ નહિ ને દુશ્મનનો ભય નહિ.

આવા મનોહર ગુજરાતની રાજધાની પંચાસર નગરમાં હતી. જયશિખરી નામનો પરાક્રમી રાજા ત્યાં રાજ્ય કરતો હતો. રણમાં એના જેવો કોઈ લડવૈયો નહોતો, અને એ વખતમાં એના જેવો કોઇ ભલો રાજા નહોતો.

રાજા જયશિખરીને રૂપસુંદરી નામે રાણી હતી જેવું નામ તેવા ગુણ. એના સૌંદર્યનો એ કાળે જોટો નહોતો. રૂપસુંદરીને સુરપાળ નામનો ભાઇ હતો. એની શૂરવીરતા એ કાળે પંકાતી. સુરપાળ બહુ

વિશ્વાસુ અને મુત્સદ્દી લડવૈયો હતો. ગુજરાતની રાજધાનીની રક્ષા એને શિરે હતી.

ગુજરાતની ભૂમિમાં પ્રજા ખૂબ સુખી હતી. ધન ધાન્ય સારાં પાકતાં હતાં, ને લોકોને બીજા કોઈ પ્રકારનો ભય નહોતો. આવા રાજ્યની કોણ પ્રશંસા ન કરે ?

એક વેળા ગુજરાતની દક્ષિણે આવેલા કલ્યાણ કટક (કનોજ)ના રાજા ભૂવડે આ વખાણ સાંભળ્યાં. રાજા જયશિખરીની વીરતા અને ગુજરાતની ફળદ્રુપ ભૂમિએ એના મનમાં ઇર્ષ્યા ઉત્પન્ન કરી. રાજા જયશિખરીને જીતી લેવાની ઇચ્છાથી એણે પોતાના સેનાપતિ મિહિરને મોટા લાવલશ્કર સાથે પંચાસર તરફ રવાના કર્યો. પણ ભલા, મહા પરાક્રમી સુરપાળ પાસે એનું શું ગજું ! આખું લશ્કર હારીને પાછું ભાગ્યું.

કલ્યાણપતિ ભૂવડના કાને જ્યારે આ સમાચાર આવ્યા ત્યારે તેને રૂંવેરુંવે આગ સળગી ઊઠી. તેણે તાબડતોબ પોતાના સૈન્યને એકઠું કર્યું, વીર

સરદારોને સાથે લીધા; ને પોતે જાતે પંચાસર પર ચઢી તેને ઘેરો ઘાલ્યો.

આમ ને આમ છેલ્લા બાવન દિવસ થયા કલ્યાણનો રાજા ભૂવડ, પંચાસરને ઘેરો ઘાલી પડયો હતો. પંચાસરને જીતવા તેણે અનેક પ્રયત્નો કરી જોયા, પરંતુ તે ન ફાવ્યો. પંચાસરના કિલ્લાની અંદરથી થતા ઓચિંતા મારાથી ભૂવડનાં ઘણાં માણસોનો કચ્ચરઘાણ વળી ગયો હતો. પરંતુ ભૂવડ પાસે લશ્કર મોટું હોવાથી એ બીજા સૈનિકોને લઈ પંચાસરને તોડી પાડવાના ભગીરથ પ્રયત્નો કરતો હતો. આ બધા આક્રમણ વચ્ચે પંચાસરનો કિલ્લો એવો ને એવો અણનમ ઊભો હતો.

પંચાસરનો આવી મજબૂત રીતે બચાવ કરનાર માત્ર જયશિખરી જ ન હતો, પરંતુ તેનો સાળો સેનાપતિ સુરપાળ પણ હતો. સુરપાળ જેટલો શૂરવીર હતો તેટલો જ મુત્સદ્દી હતો. તેની કુનેહના પરિણામે જ ભૂવડના પ્રચંડ આક્રમણ સામે તે પંચાસરને ટકાવી રહ્યો હતો.

ભૂવડે જોયું કે જ્યાં સુધી સુરપાળ તેના માર્ગમાંથી દૂર નહિ થાય ત્યાં સુધી પંચાસરને જીતી શકાશે નહિ. જયશિખરીના બળ વિશે ભૂવડને માન હતું, પરંતુ પંચાસરનો બચાવ કરવામાં તો સુરપાળની શક્તિ અને કાબેલિયત જ કામ કરી રહ્યાં હતાં એમ તે સ્પષ્ટ સમજ્યો હતો. તેણે કોઈ પણ ઉપાયે સુરપાળને માર્ગમાંથી દૂર કરવા નિર્ણય કર્યો.

એક દિવસ સુરપાળ કિલ્લાના કોઠામાં ઊભો ઊભો કિલ્લાને તોડી પાડવાના પ્રયત્નો કરનાર ભૂવડની સેનાને જોઈ રહ્યો હતો, ત્યાં સેનામાંથી એક તીર સરરર કરતું કોઠામાં આવ્યું, અને તે સુરપાળના પગ પાસે પડયું. તીરને છેડે કાગળ બાંધ્યો હતો. સુરપાળ નીચો વળ્યો, તીર ઉપાડયું, કાગળ છોડયો, ને અંદર વાંચ્યું.

"તમારી શૂરવીરતાએ અને કુનેહ શકિતએ મને મુગ્ધ કરી નાખ્યો છે. જયશિખરી તમારે લીધે જ બળવાન બન્યો છે. તમારા જેવા બહાદુર વીરોને તો હું મારા જમણા હાથ સમા લેખું છું. તમે

મારી બાજુ આવો. મારા લશ્કરના સેનાધિપતિ બની જયશિખર સામે લડો અને મહાત કરો. હું તમને અર્ધું ગુજરાત આપીશ.'' કલ્યાણપતિ ભવડે સુરપાળને ફોડવા માટે આ પત્ર લખ્યો હતો !

આવાં કપટ, દગલબાજી, વિશ્વાસઘાત વગેરે દુષ્ટ તત્ત્વોનો ઉપયોગ કરીને મેળવેલી જીત, જીત કેમ કહેવાતી હશે ? જીત અને વીરત્વને ત્યારે મેળ જ નથી શું ? છતાં યે એટલો સંતોષ છે કે જગતમાં જીતનાર અમર નથી રહ્યા, પરંતુ વીરત્વ દેખાડનાર જ અમર રહ્યા છે. જીતનારાઓને ભૂલી જગત હંમેશાં વીર પુરુષોને જ સંભારે છે. સુરપાળ મનમાં તેવા વિચાર કરવા લાગ્યો.

સુરપાળે પત્ર નીચે મૂકયો. એની આંખ લાલ હતી. તેણે જવાબ લખ્યો કે: '' નિમકહરામી અને વિશ્વાસઘાત એ નામર્દોનાં શસ્ત્રો છે. રાજા બનવા મારે નામર્દ નથી બનવું, અને જયશિખરી જેવા પરાક્રમી રાજાને મહાત કરવા નીકળેલો મોટી મહેચ્છા સેવવાવાળો કલ્યાણપતિ, આવો નામર્દ બની શકે

છે એ મેં આજે જ અનુભવ્યું છે.” આવેલા તીરને છેડે કાગળ બાંધી સુરપાળે તીરને હવામાંથી વીંધી ભૂવડની પાસે પહોંચાડયું.

સુરપાળનો આવો જવાબ વાંચી ભૂવડને વધુ ઝનૂન ચડયું અને પંચાસર ઉપર પોતાના બધા ય લશ્કર સાથે એકસામટો હલ્લો કર્યો. બાવન-બાવન દિવસ સુધી લડી લડીને લોથ થઈ ગયેલા જયશિખરીના લડવૈયાઓ આ હલ્લા સામે ટકી શકયા નહિ. છેવટે એક બાજુથી ભૂવડના માણસોએ કોટ તોડયો, અને ભૂવડનું લશ્કર ત્રેપનમા દિવસે પંચાસરમાં દાખલ થયું.

જયશિખરીને લાગ્યું કે હવે મૃત્યુ સુધી લડવા સિવાય બીજો કોઈ સાચો માર્ગ નથી. તેણે સુરપાળને બોલાવ્યો અને કહ્યું:

“ સુરપાળ ! ભૂવડ હવે શહેરમાં દાખલ થયો; છે. મરતાં સુધી લડવા સિવાય બીજો કોઇ માર્ગ નથી રહ્યો. તું એક કામ કર. રૂપાંને જંગલમાં કોઇ નિર્ભય સ્થાને મૂકી આવ.”

“મહારાજ ! ભૂવડ ભલે શહેરમાં દાખલ થયો

પરંતુ પંચાસર લેતાં હજુ એને વાર લાગશે; અને આવા અણીના વખતે હું યુદ્ધ છોડી કેમ ચાલ્યો જાઉં ?" સુરપાળ આવેશમાં આવી બોલ્યો.

"તારે જવું જ પડશે સુરપાળ, રૂપાં ગર્ભવંતી છે. એ સહીસલામત રહેશે તો મારો કોઈ વંશજ ભૂવડ પરનું વેર જરૂર વાળશે. રૂપાંને બચાવવામાં મારા આખા વંશની સહીસલામતી છે. જા, જલદી કર. રૂપાંને કોઇ નિર્ભય સ્થાને મૂકી આવ." જયશિખરી આ બધું ઝપાટાભેર બોલી ગયો.

સુરપાળને આ વાત જરા ય ગમી નહિ. પરંતુ જ્યાં હુકમ થયો, જ્યાં રાજાએ હઠ પકડી ત્યાં એનું શું ચાલે? હૃદય જવાની ના કહેતું હતું, છતાં યુદ્ધ છોડી, રાણી રૂપસુંદરીને લઈ તે વનમાં ચાલ્યો ગયો.

સુરપાળના જવા પછી યુધ્ધે બરાબર ઉગ્ર સ્વરૂપ પકડયું. રહ્યાસહ્યા યોદ્ધાઓ સાથે જયશિખરી હાથમાં તલવાર લઈ ભૂવડના લશ્કર વચ્ચે ઘૂમવા લાગ્યો. જયશિખરીની તલવાર દુશ્મનોનાં માથાં વાઢીને જ પાછી ફરતી હતી. એના હાથમાં સો સો યોદ્ધા

ઓનું બળ આવ્યું હતું. એના શરીરમાં સો સો વિજળીની છટા છવાઇ હતી. એના ચહેરામાં લાલ સિંદુર ટપકતો હોય એમ લાગતું હતું. એની આંખોમાં નિશ્ચલતાનું અપૂર્વ તેજ ઝબકારા મારતું હતું. ચારે દિશાઓના સામટા મેઘ એક થઇ જગત પર તૂટી પડે, તેમ તોફાને ચડેલો જયશિખરી દુશ્મનો પર તૂટી પડયો હતો.

ત્રણ દિવસ સુધી જયશિખરી લડયો. ત્રીજે દિવસે લડતો લડતો માર્ગ કરતો તે ભૂવડ સામે આવ્યો. ભૂવડે એને ઓળખ્યો. ભૂવડ તલવારનો ઘા કરે તે પહેલાં તો જયશિખરીએ ભૂવડની તલવારને હવામાં ક્યાંય ઉડાડી દીધી. તલવાર વિનાનો ભૂવડ ગાભરો બની ગયો. એની આંખ પાસે મોત દેખાયું. પરંતુ જય-શિખરી વીર મર્દ હતો. તલવાર વિનાના દુશ્મન પર તલવાર ચલાવવામાં એને નામર્દાઈ લાગી.

એને જીત જોઈતી હતી, પણ મર્દાનગીથી મેળવેલી. તલવારને એક ઝાટકે ભૂવડનું માથું, ધડ ઉપરથી ઉડાડી જૂદું કરી નાખ્યું હોત, પણ એ વીરને

એમાં વીરતા ન લાગી. સામે ઊભેલા કલ્યાણપતિની છાતીમાં પંચાસરના પરાક્રમી રાજવીએ એવી તો જોરથી લાત મારી કે કલ્યાણપતિ સો કદમ દૂર બેભાન થઈ જમીન પર પડયો.

પડેલા દુશ્મનને ઊઠાડી એના હાથમાં તલવાર આપી ફરી યુદ્ધ માગવા જયશિખરી પલ વારમાં બેભાન બનેલા ભૂવડ પાસે પહોંચ્યો. હાથ ઝાલી નીચા વળી એને ઢંઢોળવા માંડયો, પરંતુ તેટલામાં તો જીત માટે વલખાં મારનાર ભૂવડના કોઈ સેનાધિપતિએ આ તકનો લાભ લઈ, નમેલા જયશિખરી ઉપર તલવાર ચલાવી. જયશિખરીનું માથું અને ધડ લગભગ કપાઈ ગયાં, છતાં એક હાથે ડગમગતું માથું ધડ ઉપર દબાવી જયશિખરીએ યુદ્ધ ચાલ્યું રાખ્યું. પોતાને દગાબાજીથી મારનારને ભૂપીતો કર્યો. આ વેળાનો જંગ મર્દોનાં પાણી ઊતારી નાખે તેવો હતો. આખરે જયશિખરી બેહોશ થઈ જમીન પર પડયો. એનો આત્મા ઊડી ગયો.

જયશિખરી રણમાં પડયો. જયશિખરી હાર્યો.

ભૂવડ જીત્યો! હારનારની દૃષ્ટિએ જીત મોટી ન હતી, વીરતા મોટી હતી. જીતનારની દૃષ્ટિએ વીરતા મોટી ન હતી, જીત મોટી હતી.

જયશિખરીના રણસંગ્રામમાં પડયા પછી ભૂવડ રાજમહેલનો કબજો લેવા ગયો, પરંતુ જયશિખરીની દાસીઓએ ઉઘાડી તલવારે ભૂવડના લશ્કર પર ધસારો કરી લશ્કરને બહાર હાંકી કાઢયું. લડતાં લડતાં દાસીઓ રણસંગ્રામમાં પહોંચી. જયશિખરીના શબને શોધ્યું, ઓળખ્યું. ઉપાડી રાજમહેલમાં આણ્યું અને વિધિપૂર્વક ક્રિયા કરી શબને બાળ્યું. સાથે જયશિખરીની બીજી રાણીઓ પણ સતી થઈ. ભૂવડે ફરી હલ્લો કરી પંચાસર સર કર્યું.

આ રીતે કલ્યાણના રાજા ભૂવડે પંચાસરનો કબજો લીધો. રૂપાળા રઢિયાળા ગુજરાતની લીલી કંચનવાડીઓ એ દિવસે દુશ્મનોને હાથે રોળાઈ ગઈ.

# વીર વનરાજ

## [૨]

જંગલમાં આવેલાં ઝાડોના ગાઢ ઝુંડમાં એક ઊંચી ડાળીએ હીંચકો બાંધેલો છે. ઝાડની ડાળીએ બાંધેલા હીંચકામાં, એક લુગડાંની ઝોળી બાંધેલી હતી. તે ઝોળીમાં એક નાનકડું બાળક પોતાના નાના હાથપગો હલાવતું રમી રહ્યું છે. તેની માતા પાસેના એક પથ્થર પર બેસી તેને હાલરડાં ગાતી હતી. મધ્યાહનનો સમય હતો. આસપાસ નીરવ શાંતિ હતી. માત્ર અનેકવિધ પક્ષીઓનો કિલકિલાટ એ શાંતિમાં વધુ આહ્લાદક લાગતો હતો.

બાળકની માતાથી થોડે દૂર ઝાડના થડ પાસે એક નામચીન બહારવટિયો બેઠો હતો અને પાસે પડેલા લીસા પથ્થર પર પોતાનાં તીરોને સજજ કરતો

હતો. થોડી વારે તે ઊભો થયો અને બાળકની માતા પાસે આવી બેઠો.

“રૂપાં ! મને લાગે છે કે મારે હવે તને અને બાળકને કોઇ નિર્ભય સ્થાને મૂકી આવવાં પડશે. હવે તો જીવતરમાં અજંપો ઊઠયો છે.” તેણે વાત કરી.

“ખરું છે ભાઇ ! આ બિચારાં ભીલોએ આપણા માટે કેટલું સહન કર્યું ? આપણને કેટલીએ વખત પોતાનાં ઝુંપડાંમાં આશ્રય આપ્યો. પોતે માર ખાઈને અધમુઆ થઈ ગયા, તો યે આપણું નામ ન દીધું, અને આપણને છુપાવી રાખ્યાં. આવા બેહાલ છે, તોયે દરરોજ આપણાં ભાણાં સાચવે છે. ભાઈ! આ અજ્ઞાન કોમને યે હદ છે. હવે આપણે એમને દુ:ખમાંથી મુકત કરીએ, અને વળી તેં તો બહારવટું ઊભું કર્યું એટલે તારાં તો ઠેકાણાંય નહિ !” રૂપાંએ બધી વાત સ્પષ્ટ કરી.

“બેન, આજે હું જાઉં છું. તારા માટે શહેરમાં જરૂર કોઈ સ્થાન નક્કી કરી આવીશ. તને અને બાળકને ત્યાં મૂકી પછી નિરાંતે બહારવટું ખેડીશ.” ભાઇએ વાત કરી.

બેનની આજ્ઞા લઈ તેને માટે કોઈ નિર્ભય સ્થાન શોધવા બહારવટિયો રવાના થઇ ગયો.

ગુજરાતમાં આવેલા પંચાસરના રાજા જયશિખરીને દક્ષિણમાં આવેલા કલ્યાણના રાજા ભૂવડે, અથાગ મહેનત પછી હરાવ્યો હતો. જયશિખરી જીવતો ન પકડાતા રણસંગ્રામમાં જ મરાયો હતો, પરંતુ મરતાં પહેલાં તેણે પોતાના સાળા સુરપાળ સાથે પોતાની ગર્ભવંતી રાણી રૂપસુંદરીને જંગલમાં મોકલી દીધી હતી. પ્રતાપી સુરપાળ રૂપસુંદરીને લઈ જંગલમાં આવ્યો હતો, અને અજ્ઞાન પરંતુ નીમકહલાલ ભીલોને ભરોંસે તેને મૂકી, પોતે ત્રીજે દિવસે ફરી પાછો પંચાસર આવ્યો હતો; પરંતુ એ પંચાસર પહોંચ્યો ત્યારે તો જયશિખર રણસંગ્રામમાં પડી ચૂકયો હતો. ભૂવડે પંચાસર કબજે કરી લીધું હતું, અને યુદ્ધનો અંત આવ્યો હતો.

સુરપાળને આ બધું જોઇ અંતરમાં ખૂબ વ્યથા જન્મી, પરંતુ કંઈ ઉપાય ન હતો. પોતાની ગર્ભવંતી બહેન રૂપસુંદરીનું રક્ષણ કરવું એ જ હવે એને

પોતાનો ધર્મ લાગ્યો, એટલે ફરી પાછો એ જંગલમાં આવ્યો અને બહેનનું રક્ષણ કરવા લાગ્યો.

એ ભાઇબહેન જંગલમાં ભીલોનાં મિત્ર બન્યાં હતાં, અને ભીલોનું પવિત્ર, નિર્મળ આતિથ્ય સ્વીકારી દિવસો પસાર કરતાં હતાં. છેવટે વૈશાખી પુર્ણિમાને દિવસે મહારાણી રૂપસુંદરીએ પુત્રને જન્મ આપ્યો, અને એ વનમાં જન્મેલો હોઈ, એનું નામ 'વનરાજ' પાડ્યું.

શૂર સ્વભાવને શાંત જીવન પ્રિય નથી લાગતું. સુરપાળ પેતાના શાંત જીવનથી કંટાળ્યો હતો એટલે તેણે બહારવટું ખેડવા માંડયું. જોતજોતામાં તો એની સરદારી નીચે ઠીકઠીક બહારવટિયાઓ ભેગા થયા અને એના બહારવટાંની હાક ચારે દિશાએ પડવા લાગી. ભૂવડનાં માણસોએ રાણી રૂપસુંદરીને અને બાળકને શોધવા ઘણી વાર આ જંગલમાં શોધ કરી હતી, પરંતુ ભીલોની સહાયને લીધે તેઓ રાણી તેમ જ કુમારને શોધી શકયા ન હતા. બેન અને તેના કુમારને કોઈ નિર્ભય જગાએ મૂકી

આવવાનું સુરપાળને હવે વધુ ઠીક લાગ્યું. એટલે બેનની આજ્ઞા લઈ, એવા નિર્ભય સ્થાનની શોધ માટે તે રવાના થઈ ગયો.

સુરપાળના ગયા પછી મહારાણી રૂપસુંદરી, નાના કુમાર વનરાજને ઝાડની શીતળ, મીઠી મધુર છાયામાં હીંચોળતી બેઠી હતી. તેટલામાં જૈનોના એક પવિત્ર સાધુ તે ઝુંડમાંથી પસાર થયા. હીંચોળતી રાણીનાં તેજ તેણે પારખ્યાં. જંગલમાં કોઈ વનરાણી કોઇ બાળકને હીંચોળી રહી છે, એમ તેમને થયું.

સાધુ આગળ વધ્યા. ઝોળીમાં રમતા બાળકને તેમણે જોયું. બાળકની કાન્તિમાં તેમણે રાજવંશી તેજ જોયું. તે રાણી તરફ ફર્યા અને પૂછ્યું, "બેન, તમે કોણ છો ? આવા જંગલમાં કેમ આશરો લેવો પડયો છે ! બેન, તું માને કે ન માને, આ ઝોળીમાં સૂતેલો બાળક મહાન પરાક્રમી થવા સરજાયો છે !"

એ જૈન સાધુ શીલગુણસૂરિજી હતા. એમનું તપ ઘણું હતું. એમનું ચારિત્ર્ય પવિત્ર હતું. એમનું

જ્ઞાન ઊંડું હતું. આ બધાનો સુમેળ એમના ચહેરા પર ચમકતો હતો. કોઈ તેજસ્વી, જ્ઞાની, પવિત્ર મૂર્તિને જોવાનું સદ્‌ભાગ્ય મળ્યું હોય એમ રૂપસુંદરીને લાગ્યું.

એણે ધીરેથી પોતાનો દેહ જરાક સંકોર્યો. પાસેની શિલા પર સૂરિજીને બેસવા કહ્યું. લોકકલ્યાણ માટે ફરતા સરિજીએ શિલા પર પોતાનું આસન લીધું અને પૂરતા ધ્યાનથી રાણીની બધી વાતો સાંભળવા લાગ્યા. દુઃખિયારી રાણીએ પણ સાધુરાજ ઉપર વિશ્વાસ લાવી પોતાની હાલત ને પોતે કોણ છે તે કહી દીધું. વાતો સાંભળતાં સાંભળતાં વાત્સલ્યનો પવિત્ર ધોધ સૂરિજીની આંખમાંથી વરસતો હતો.

શીલગુણસૂરિજીને જ્યારે ખબર પડી કે જંગલમાં આશરો લઈ બેઠેલાં આ મા-દીકરો ગુજરાતના પંચાસરના પરાક્રમી રાજા જયશિખરીનાં પત્ની અને પુત્ર છે, ત્યારે એમના કલ્યાણકારી આત્માને ખૂબ દુઃખ થયું. એમને અહીં એમ ને એમ મૂકી જવાનું



કુમારના સૌજન્યથી]　　　　વીર વનરાજ　　　　[ચિત્રકાર • રવિશંકર રાવળ

(પૃષ્ઠ ૧૬)

સૂરિજીને ન ગમ્યું. એ જૈન સાધુ મા-દીકરાને પોતાના અપાસરે લઇ ગયા.

સૂરિજીની દેખરેખ નીચે વનરાજ મોટો થવા લાગ્યો. એ બાળપણથીજ તોફાની હતો. ઘણી વખત ઊંદરોને પૂંછડીએથી પકડી મારી નાખતો. ક્યારેક પોતાના ફળીઆના છોકરાઓનો આગેવાન બની બીજા છોકરાઓ સાથે લડતો. ક્યારેક ગામ બહાર દૂર દૂર ફરવા નીકળી જતો, તો વળી ક્યારેક ઝાડ પર ચડી બેસતો. રાજા જયશિખરીનો આ નાનકડો કુમાર મોટો પરાક્રમી થશે, એવું સૂરિજીને લાગતું હતું.

વનરાજ ઉમ્મરલાયક થયો એટલે તેના મામા સુરપાળ બહારવટિયાએ પોતાની પાસે બોલાવી લીધો અને તેને તલવાર, ભાલો, તીરકામઠું વગેરે હથિયારો વાપરતાં શીખવ્યું. સુરપાળ અનેક વખત બહારવટે ચડતો અને સાથે વનરાજ તો હોય જ. એક દિવસ સુરપાળ છેલ્લા શ્વાસ લેતો હતો, ત્યારે તેણે વનરાજને બોલાવી કહ્યું, "વનરાજ, હું તો

હવે જીવનને આરે આવી ચૂકયો છું. મારું બહારવટું તને ભળાવું છું. મેં તને બધી તાલીમ આપી છે, અને મારી ખાતરી છે કે તું સરદાર બની એ કામ જરૂર દીપાવીશ. અને વનરાજ! જયશિખરીની મુરાદ તું જરૂર બર લાવજે. ભૂવડ પરનું વેર બરાબર લેજે, અને પંચાસરને પાછું સર કરજે?"

બીજી સવારે એ પ્રતાપી, પરાક્રમી અને નિમકહલાલ સુરપાળે દેહ છોડયો.

વનરાજ બહારવટે ચડયો, અને તેના બહારવટાની ધાક જોતજોતામાં ચારે તરફ ફેલાઈ ગઇ.

એક દિવસ ભૂવડનાં માણસો મોટા રસાલા સાથે ચોવીસ લાખ સોનાના સિક્કા અને ચારસો ઊંચી જાતના ઘોડા લઈ પાટનગર તરફ જતા હતા. વનરાજને આ વાતની ખબર પડી. પોતાના ચુનંદા સાથીઓ સાથે તેણે ભૂવડના માણસો પર હલ્લો કર્યો અને બધું લૂંટી લીધું. વનરાજ આ લૂંટથી વધુ ઉત્સાહમાં આવ્યો, અને પંચાસર પર હુમલો કરવા માટે મોટી ફોજ તૈયાર કરવા લાગ્યો.

જોતજોતામાં તો તેણે પોતાની સરદારી હેઠળ મોટી બળવાન ફોજ એકઠી કરી લીધી.

વનરાજની આ મોટી લૂંટથી ભૂવડ ખૂબ ક્રોધે ભરાયો અને વર્ષોથી ભૂલાઈ ગયેલું વેર ફરી તાજું થયું. વનરાજને પકડવા ભૂવડનાં માણસો ઓચિંતા હુમલા કરવા લાગ્યા, પરંતુ વીર વનરાજ ક્યારે પણ હાથ આવતો ન હતો.

એક દિવસ વનરાજને માર્ગમાં જતાં એક વાણિયાને લૂંટવાની ઈચ્છા થઈ. તે વાણિયા પાસે આવ્યો અને કહ્યું: 'વાણિયા, કેટલાં નાણાં ભેળાં છે?" વાણિયો સમજી ગયો. તેની પાસે પાંચ તીર હતાં. તેણે તીર બહાર કાઢયાં અને તેમાંથી ચાર તીર ફેંકી દીધાં. માત્ર એક જ તીર પોતાની પાસે રાખ્યું.

વનરાજને આ જોઈ કુતૂહલ થયું. તેણે આનું કારણ પૂછ્યું. વાણિયાએ જવાબ આપ્યો, "તને એકને વીંધવા માટે એક તીર જ બસ છે."

વનરાજને થયું કે વાણિયો પોતાની નિશાન

તાકવાની કળા પર આટલો બધો વિશ્વાસ ધરાવે છે! તેણે વાણિયાની કસોટી કરી. વાણિયાએ એવી સરસ રીતે તીર તાકયાં કે વનરાજ એના પર ખૂબ રાજી થયો, અને વચન આપ્યું કે, "જ્યારે હું રાજા થઈશ ત્યારે તને મારો પ્રધાન બનાવીશ." વનરાજે વાણિયાની હથેલીમાં એક સ્નેહથી ભરેલું ચુંબન લીધું અને પોતાના માર્ગે રવાનો થઈ ગયો. એ કાળે વાણિયા પણ શસ્ત્રકળામાં નિપુણ રહેતા.

એક ભરવાડ વનરાજનો પરમ મિત્ર હતો. એનું નામ અણહિલ. તે ખૂબ ભોળો અને ભલો હતો. સગા દીકરા જેટલી તે વનરાજની દરકાર કરતો. વનરાજ માટે તે માખણના પીંડા લાવતો, દૂધની તાંબડીઓ લાવતો અને ઘાટીરેડ છાશ લાવતો. વનરાજનું સુદૃઢ, લાલબુંદ શરીર આ ભરવાડને આભારી હતું. વળી તે વનરાજને જંગલના રસ્તાઓ બતાવવામાં, તેને સંતાડી દેવામાં અને હથિયારો લાવી આપવામાં ખૂબ ઉપયોગી થતો. એ અજ્ઞાન ભોળા ભરવાડનું સ્થાન વનરાજના હૃદયમાં બહુ મોટું હતું. પોતે રાજ-



વનરાજ ઘરમાં પેઠો કે શ્રીદેવીએ તેને જોયો.

—પાન ૨૧

ગાદી મેળવે તો જરૂર અણુહિલને ન્યાલ કરે એમ વનરાજને હંમેશાં થતું હતું.

એક રાત્રે વનરાજ કોઈ શેઠના ઘરમાં ચોરી કરવા પેઠો. ઘરનાં બધાંય માણસો ઊંઘતાં હતાં. માત્ર શેઠની શ્રીદેવી નામની પુત્રી જાગતી હતી. વનરાજ ઘરમાં પેઠો કે શ્રીદેવીએ તેને જોયો. જરાપણ ગભરાયા વિના શ્રીદેવીએ તેને પૂછ્યું, "ભાઈ, તું કોણ છે? ભૂખ્યો હો તો જમાડું, તરસ્યો હો તો પાણી પાઉં; પરંતુ આમ છાનોમાનો ઘરમાં કેમ પ્રવેશે છે?"

વનરાજ તો શ્રીદેવીની આ હિમ્મત અને તેનાં વાક્યો સાંભળી છક થઈ ગયો. ભાઈ શબ્દ એના હૃદયમાં ગુંજવા લાગ્યો. એણે સ્નેહભરી રીતે જવાબ આપ્યો, 'બેન! હું વનરાજ છું. ચોરી કરવા આવેલો, પણ તારી હિમ્મત, અને તારી ભલી વૃત્તિ જોઈ પ્રસન્ન થયો છું. બેન, ગાદીએ બેસીશ ત્યારે જરૂર તારા હાથથી જ તિલક કરાવીશ."

વનરાજને ગાદીએ બેસવાની હવે તાલાવેલી લાગી હતી. તે કંઈ પણ લીધા વગર આવ્યો હતો

ને તેમ જ પાછો ચાલ્યો ગયો. શ્રીદેવીએ વનરાજને ગાઢ અંધારામાં જોવા ઘણાં ફાંફાં માર્યાં, પરંતુ કાળા ઓળા સિવાય તે કશું જોઈ શકી નહિ.

એક ઉજળી સવારે વીર વનરાજે ભૂવડના મોટા લશ્કરને પંચાસરના પાદરેથી હાંકી કાઢયું. એટલું જ નહિ પરંતુ દક્ષિણમાં નસાડી મૂકયું અને પંચાસરનો સંપૂર્ણ કબજો લઈ લીધો. ગર્ભવતી રાણી રૂપસુંદરીને જંગલમાં સુરપાળ સાથે મોકલી દેવામાં જયશિખરીએ ડહાપણભર્યું પગલું ભર્યું હતું એમ હવે જરૂર લાગે છે. એના અંતરના સાચા નાદે જ એને આ પગલા માટે પ્રેર્યો હશે. જયશિખરીનો વંશજ એની કલ્પના મુજબ જ નીવડયો.

પ્રતાપી વનરાજ પંચાસરનો રાજા બન્યો.

એ ગાદીએ બેઠો ત્યારે શ્રીદેવીના હાથે એના ભાલે કુમકુમનું તિલક થયું. ચાંપા વાણિયાને પ્રધાનપદ મળ્યું. અણુહિલની યાદ માટે અણુહિલપુર પાટણ સં. ૮૦૨માં વસાવ્યું. શ્રીશીલગુણસૂરિની યાદ

ગીરી માટે તેમની એક મૂર્તિને પાટણ લાવવામાં આવી.

જીવનના પચાસપચાસ વર્ષો અથડામણમાં કાઢી આખરે વનરાજે ગાદી મેળવી અને એ સાચો વનરાજ બન્યો.

સાઠ વર્ષ રાજ્ય કરી એ પ્રતાપી પુરુષે ૧૧૦ વર્ષની ઉંમરે દેહ છોડયો.

# સિદ્ધરાજ જયસિંહ

## [ ૩ ]

**અ**ણહિલપુર પાટણની ગાદી પર મહારાજા જયસિંહ રાજ કરે. ઉંમર તો પૂરી અઢાર-ઓગણીસની. હજી મૂછનો દોરો ય પૂરો ફૂટયો નથી; ત્યાં તો યુવાન રાજાએ એક દહાડો ભરસભામાં પ્રતિજ્ઞા કરી:

"એ બાબરા ભૂતને હું વશ કરીશ!"

કોણ બાબરો ભૂત? આખી સભા થંભી ગઈ. બધાને જીતાય પણ બાબરો કંઈ જીતાય! બાબરો તો પવનવેગી. અત્યારે અહીં દેખાય તો ઘડી પછી વળી ક્યાંય દેખાય. અરે! એનો દેખાવ કેવો ભયંકર છે! વિકરાળ રીંછ જેવી આખા શરીરે રુંવાટી. ગેંડા જેવું માથું. કોડા જેવી આંખો ને સૂંઢ જેવા હાથ. એની ચીસ સાંભળી માળામાં બેઠેલાં પંખી ધ્રૂજી ઊઠે.

સભાજનોએ મહારાજાને વાર્યા, પણ એ માને?

"જો આવા ત્રાસથી મારી પ્રજાને હું રક્ષણ ન આપું તો મારા જીવવામાં ને મરવામાં શો ફેર!"

"પણ મહારાજ, એ તો ભૂત છે."

"ભૂત હો કે પ્રેત. હું એને સિદ્ધ કરીશ."

યુવાન રાજા જયસિંહ ઘોડે ચઢયા. ચુનંદા સવારો સાથે લીધા અને સીધા ચાલ્યા બાબરીઆવાડ તરફ. કાઠિયાવાડમાં આવેલું બાબરીઆવાડ બાબરા ભૂતનું થાણું હતું. ત્યાં કાળા માથાનો માનવી જઈ ન શકે. ધોરી રસ્તાઓ એની ધાકથી બંધ થયેલા ને ગામનાં ગામ ઉજજડ બનેલાં.

આ બધું જોઇને યુવાન રાજાના ક્રોધનો પાર ન રહ્યો. એણે બાબરાને એના રહેઠાણમાંથી શોધી કાઢયો, અને સામી છાતીએ લડવા આમંત્રણ આપ્યું. હજી જેના મોંમાંથી દૂધ સૂકાણું નથી, એવા સુકુમાર બાળકને પોતાની સામે લડવા આવેલો જોઈ એકવાર તો બાબરો હસ્યો.

એ હાસ્ય પણ કેવું ભયંકર હતું! ભલભલા

યોદ્ધા ધ્રૂજી ઊઠે, પણ આ જુવાન રાજાએ જાણે બીક દીઠી જ નહોતી. જોતજોતામાં બન્ને જણા તલવારો ખેંચી મેદાને પડયા. કયાં પહાડ જેવો બાબરો ? એણે તાકીને એવો દાવ ખેલ્યો કે જુવાન રાજાના હાથની તલવાર બે ટૂકડા થઈને દૂર જઇ પડી.

કટોકટીની ઘડી આવી પહોંચી. પણ રાજા જયસિંહને મન રણમેદાનમાં પીઠ બતાવવા કરતાં રણમાં ખપી જવું ઉત્તમ હતું. એણે હાથોહાથની લડાઈ ચલાવી, એવા દાવપેચ ખેલ્યા કે બાબરાને ગળે હાથની ચૂડ ભરાવી દીધી. પહાડ જેવો બાબરો મુંઝાયો ને જમીન પર આળોટી પડયો. જુવાન રાજા એની છાતી પર ચઢી બેઠો.

બાબરો હાર્યો. એણે જોયું કે આ સુકોમળ જુવાનનું આખું શરીર વજ્રનું છે. બાબરાએ જીવનદાન માટે યાચના કરી. બાબરાની પત્નીઓ અને બીજા મદદગારો પણ આવી પહોંચ્યા, ને સહુએ તેને બચાવવા પ્રાર્થના કરી. બાબરાએ કબૂલાત કરી કે, “હવેથી તમારો સેવક થઇને રહીશ.”

ઉદાર રાજાએ બાબરાને જીવનદાન આપ્યું. આ પછી આખી જિંદગી સુધી બાબરો તેનો દાસ બની રહ્યો. બાબરાને હરાવવાથી લોકોએ જ જયસિંહને 'સિદ્ધરાજ' નું બિરુદ આપ્યું.

[ ૨ ]

સિદ્ધરાજ મહારાજા જયસિંહની આ બધી સિદ્ધિઓ પાછળ માતા મિનળદેવીનો મોટો હિસ્સો હતો. મિનળદેવીની ગણતરી હિંદની ગણીગાંઠી મહાન સ્ત્રીઓમાં છે. એ દક્ષિણ દેશના કર્ણાટકના રાજા જયકેશીની પુત્રી હતી. નાનપણથી જ અત્યંત ચતુર અને મહત્ત્વાકાંક્ષી.

માતા જીજાબાઈએ છત્રપતિ મહારાજ શિવાજીને પોતાની પાસે રાખી કેળવણી આપી હતી તેવી, જ રીતે પોતાના પતિ રાજા કર્ણદેવના મૃત્યુ પછી બધો રાજકારભાર સંભાળતાં સંભાળતાં એણે પોતાના પુત્ર જયસિંહને કેળવણી આપી હતી.

બાળ જયસિંહ મર્દાનગી ભરી રમતોનો ખૂબ શોખીન હતો. મલ્લવિદ્યા ને શસ્ત્રવિદ્યા એ બેનો ખાસ

રસિયો હતો. હાથીઓ સાથે પણ એ દાવપેચ રમતો. આ માટે મિનળદેવીએ ખાસ કાબેલ ઉસ્તાદોને રોકયા હતા. યુદ્ધનીતિ, તીરંદાજી, પટાબાજી ને દ્વંદ્વયુદ્ધમાં કોઈ એનો સામનો ન કરી શકતું.

મિનળદેવીએ પોતાની મહત્ત્વાકાંક્ષા, ન્યાયપ્રિયતા ને ધર્મપ્રિયતા તેનામાં સીંચી હતી. સારાસારા મુત્સદ્દીઓ પાસે તેને રાજનીતિ શીખવાડી હતી.

પાટણની ગાદી પર આવ્યા પછી એણે સોરઠ પર ચઢાઈ કરી. જુનાગઢની ગાદી પર ચુડાસમા વંશનો રા'નવઘણ રાજ્ય કરતો હતો. એણે અગિયાર વખત પાટણના સૈન્યને પાછું હઠાવેલું. પણ સિદ્ધરાજ કદી કોઈ કાર્યમાં આગળ વધ્યા પછી પાછા હઠવાનો વિચાર ન કરતો. એણે વઢવાણ વગેરે સ્થળે કિલ્લાઓ બાંધ્યા ને સોરઠ જીત્યું. આ વિજયની યાદગીરીમાં સિંહ સંવત (વિ. સં. ૧૧૭૦) ચલાવ્યો.

રાજમાતા મિનળદેવી પુત્રને યોગ્ય થયેલો જોઈ પોતાનો વખત ધર્મકાર્યમાં વીતાવતાં. વિ. સં. ૧૧૮૫–૮૯ માં તેઓ સોમનાથ મહાદેવની યાત્રાએ

નીકળ્યાં. આ વેળા સોમનાથ મહાદેવના યાત્રાળુઓ પાસેથી કર લેવાતો હતો. આ કરની ઉપજ લગભગ ૭૨ લાખ રૂપિયાની હતી.

આ કર ઉઘરાવવાનું થાણું ભોળાદ ગામમાં હતું. રાજમાતા ભોળાદ પહોંચ્યાં ત્યારે તેમણે કર લેવામાં કેવો ત્રાસ પહોંચે છે તે જોયું, ને તેમને એટલું બધું લાગી આવ્યું કે યાત્રા કર્યા વગર ભોળાદથી જ પાછાં ફર્યાં. મહારાજા જયસિંહને કાને આ સમાચાર આવતાં જ તેઓ સામે પગલે ગયા. સામાન્ય રીતે કોઈ પણ રાજા આટલી આવકજતી ન કરી શકે; પણ તેમણે તો કંઈ પણ ખ્યાલ લાવ્યા વગર કર બંધ કરવાની જાહેરાત કરી દીધી ! આ જાહેરાતથી રાજમાતાના મનની શાન્તિ થઈ. સાથે પ્રજા પણ રાજાની અનહદ ઉદારતા જોઈ ઘણી ખુશ થઈ.

રાજમાતા સાથે મહારાજા જ્યારે સોમનાથની યાત્રામાં હતા, ત્યારે માળવાનો રાજા નરવર્મા પાટણ પર ચઢી આવ્યો. માળવા અને ગુજરાત વચ્ચે રાજા મુંજ અને મૂળરાજના વખતથી વેર ચાલ્યું આવતું

હતું. પાટણના વીરો સોમનાથની યાત્રાએ ગયા હતા. કેવળ મહામંત્રી સાન્તુ નગરરક્ષા કરી રહ્યા હતા. એમણે સમયસૂચકતા વાપરી માળવાના રાજાને પૈસા આપી પાછો વાળ્યો !

મહારાજા સિદ્ધરાજને આ સમાચાર મળ્યા ત્યારે એમને હાડોહાડ લાગી આવ્યું. ત્યાં ને ત્યાં તલવાર ખેંચી પ્રતિજ્ઞા કરી, કેઃ 'મારું અપમાન કરનાર એ માળવાના રાજાની ચામડી ઉતરડી, મ્યાન ન બનાવું ત્યાં સુધી આ તલવાર ખુલ્લી જ રહેશે.'

આ લડાઈ સામાન્ય નહોતી; પણ મહારાજા જયસિંહના નિશ્ચયબળ પાસે કંઈ જ અશક્ય ન હતું. દેહ પડી જાય એની પરવા નહિ, પણ કામ સિદ્ધ થવું જ જોઈએ, એ એમનો મુદ્રાલેખ હતો. આખરે ઘણાં વર્ષોની લડાઈ બાદ માળવા જીતાયું. માળવાના રાજાને પકડીને પાટણ આણ્યો, પણ મારતાં દિલ ન ચાલ્યું. પરાક્રમી રાજાએ ભરસભામાં તેને મૂક્ત કરી રાજ્યનો મહેમાન બનાવ્યો. આ વખતથી મહારાજાને 'અવંતીનાથ'નું ગૌરવવંતુ બિરુદ મળ્યું.

મહારાજાએ ગુજરાતની સીમા અને સમૃદ્ધિ વધારવા અનેક લડાઈઓ ખેલી; પણ આશ્ચર્ય છે કે એક પણ લડાઈમાં એ હાર્યા નથી. તેમ જ તે માટે નવા કરવેરા પ્રજા પર નાખ્યા નથી.

મહારાજા એકલા લડવૈયા પણ નહોતા. કળાપ્રેમી ને વિદ્યાપ્રેમી પણ હતા. ' ભોજ વ્યાકરણ'ની સામે ટક્કર લે તેવું એક મોટું વ્યાકરણ સુપ્રસિદ્ધ જૈન આચાર્ય હેમચંદ્રાચાર્ય પાસે બનાવી ગુજરાતની ખ્યાતિ દેશેદેશમાં ફેલાવી હતી. એ વ્યાકરણનું નામ ' સિદ્ધહૈમ. '

શિલ્પસ્થાપત્યના પણ શોખીન હતા. ધર્મશાળાઓ, સત્રશાળાઓ, વાવ, કૂવા, તળાવ ને અનેક કિલ્લા બંધાવ્યા છે. ધોરી રસ્તાઓ બનાવી તેના ઉપર ચોકી બેસાડી ચોર લોકોને જેર કર્યા હતા. ગ્રામપંચાયતો પણ નીમી હતી. એ વેળા પાટણમાં પાણીનું દુઃખ હતું. આ માટે ખૂબ મોટા ખર્ચથી દુર્લભરાજે બંધાવેલ દુર્લભ સરોવર ખોદાવી સરસ્વતી નદીનું વહેણ વાળી પાણીનું દુઃખ ટાળ્યું. આ સરો-

વરના કિનારે સહસ્ર શિવલિંગની સ્થાપના કરવાથી તે સહસ્રલિંગને નામે ઓળખાય છે. આ સરોવરની ખૂબ ખ્યાતિ પ્રસરી હતી. જસમા ઓડણ ને માયા ઢેડ વગેરેની આની સાથે જોડાયેલી દંતકથાઓ ખૂબ જાહેર છે, જે આજે ઇતિહાસની શોધ પછી તદ્દન ખોટી ઠરી છે.

આ વેળા અંત્યજોને ખૂબ ત્રાસ હતો. તેઓ બહાર નીકળે ત્યારે તેમને થુંકવા માટે ગળે હાંડલું બાંધવું પડતું. તેમ જ ચાલતાં પાછળ એક ઝરડું બાંધવું પડતું જેથી તેમનાં પડેલાં પગલાં ભંસાઈ જાય ને તે ઉપર ઉચ્ચવર્ણના લોકોનો પગ ન પડે ! આ અન્યાય મહારાજા સિદ્ધરાજે દૂર કર્યો.

આ પ્રતાપી રાજાએ ગૂજરાતની સીમાનો ખૂબ વિસ્તાર કર્યો. કુકડા છાપના ધ્વજની આણ એ વખતે ખૂબ દૂરદૂર પ્રસરી હતી. આવો મહાન પરાક્રમી, ઉદાર, રાજનીતિજ્ઞ, વ્યવસ્થાકુશળ, ને પ્રજાવત્સલ રાજા વિ. સં. ૧૧૯૯ ના કારતક સુદ ત્રીજના રોજ સ્વર્ગધામ સીધાવ્યો. ગુજરાતના રાજવીઓમાં સિદ્ધ-રાજ જયસિંહ મોખરે છે.

# જગદેવ પરમાર

## [ ૪ ]

શૂરાઓને સ્વર્ગ કરતાં સ્વમાનની કિંમત અનેકગણી વધુ હોય છે. એક તરફ સ્વર્ગનાં સુખ ને આરામ ખડાં હોય, બીજી તરફ સ્વમાનનો છાશ-રોટલો હોય; તો પણ જેની નસોમાં ખમીર ઉછાળા મારે છે, એ સ્વમાનનો છાશ-રોટલો જ પસંદ કરશે.

આવા સ્વમાનને ખાતર, પોતાનું વતન છોડી, મા ગુર્જરીની વીસવીસ વર્ષ સુધી એકભાવે સેવા કરનાર, પાટણના કોટવાળ અને મહાપ્રતિહાર તરીકે પંકાયેલ એક રણધીર સેવકની આ કથા છે.

આગળના રજપૂત રાજાઓ એકથી વધુ રાણીઓ પરણતા. આમાં તેઓ મોટાઈ માનતા. માળવાના પરમાર રાજા ઉદયાદિત્યને પણ આ રીતે અનેક રાણીઓ હતી. તેમાં બે રાણીઓ મુખ્ય હતી. એક સોલંકી વંશની અને બીજી વાઘેલા વંશની. સોલંકી

રાણી કરતાં વાઘેલા વંશની રાણીનું ચલણ વિશેષ હતું. તેની કોઇ પણ વાત રાજા સુદ્ધાં ઉથાપી ન શકતા.

વાઘેલી રાણીને એક પુત્ર હતો. એનું નામ જગદેવ. (આ જગદેવને કેટલાક દક્ષિણ દેશનો, રાજમાતા મિનળદેવીનો ભત્રીજો હોવાનું પણ કહે છે.) જગદેવમાં નામ તેવા જ ગુણ હતા.

જગદેવ નાનો હતો ત્યારથી જ ખૂબ ચપળ અને બહાદુર હતો. નાનપણમાં એનાં અનેક કામોએ રાજા ઉદયાદિત્યને મુગ્ધ બનાવ્યો હતો. જગદેવ સુંદર રાજ્ય ચલાવી શકશે એમ ઉદયાદિત્યને ખાતરી હતી. પરંતુ વાઘેલીનો પુત્ર હયાત હોવા છતાં સોલંકી રાણીનો પુત્ર કેમ ગાદીએ બેસે! વાઘેલી ખટપટી અને કુનેહબાજ રાણી હતી. ઉદયાદિત્યની અનિચ્છા છતાં વાઘેલીનો પુત્ર પાટવી બન્યો. જગદેવને તો ગાદીની પડી ન હતી. એ તો શિકારના ખેલ, તલવારના દાવો, નિશાનબાજી વગેરે શીખવામાં જ આખો દિવસ કાઢતો. રાજ્યકારભારમાં તેણે ક્યારે પણ માથું માર્યું ન હતું.

માળવાની બહાર બીજાં અનેક રાજ્યોમાં જગદેવની કીર્તિ ફેલાવા લાગી, અને માળવાની પડખે આવેલા એક ચાવડા રાજાએ પોતાની કુંવરી વીરમતીને જગદેવ સાથે પરણાવી. વીરમતી પણ નામ પ્રમાણે ગુણવાળી હતી. જગદેવ અને વીરમતીની સુંદર જોડી મળી.

એક દિવસ રાજા ઉદયાદિત્યનો દરબાર ભરાયો હતો. અનેક સરદારો દરબારમાં બેઠા હતા. રાજા ઉદયાદિત્યે ભરદરબારમાં જગદેવને એક કિંમતી પોશાક ભેટ આપ્યો. જગદેવે તે પોશાક સ્વીકાર્યો, પરંતુ નમન કરી કહ્યું: "મહારાજા ઉદયાદિત્યની ભેટ હું શિરે ચડાવું છું; પરંતુ મહારાજાને જણાવું છું કે હંમેશની જેમ ભેટ આપીને જો પાછી લઈ લેવામાં આવે તો આ ભેટ સ્વીકાર્ય નથી."

ઉદયાદિત્યે તે પાછી ન લેવાની ખાતરી આપી અને જગદેવે તે પોશાક સ્વીકાર્યો. પરંતુ જ્યારે વાઘેલી રાણીને આ વાતની ખબર પડી ત્યારે તેણે

એવો ક્લેશ માંડયો કે અંતે જગદેવ પાસેથી પોશાક પાછો લઈ લેવામાં આવ્યો.

જગદેવને આ અપમાન અસહ્ય લાગ્યું. એણે માળવાનાં અન્નપાણી હરામ કર્યાં, અને માળવા છોડી જવાની ગાંઠ વાળી.

જગદેવને અસહ્ય એવા તે દિવસની રાત્રી પડી. આકાશમાં ચંદ્ર ખીલવા લાગ્યો. વરસતી ચાંદની જગતને ઠંડક આપવા લાગી. ઝરૂખામાં બેઠેલા જગદેવના હૃદયને પણ એ ઠંડકની અસર થઈ, અને તેનું હૃદય શાંત થયું. પાસે બેઠેલી પોતાની પ્રિય પત્ની વીરમતીને તેણે કહ્યું:

"આવતી કાલે પ્રભાતે માળવા છોડવું છે. માળવાનાં અન્નપાણી મેં ત્યાગ્યાં છે. વીરમતી, તારે મારી સાથે ચાલવું છે? મારી સાથે સંકટો વેઠવાં પડશે."

'દેવ! તમારે પગલે ચાલવું એ તો મારો ધર્મ છે. પણ પરમાર! આવાં આકરાં પગલાં શા માટે?

એવું શું બન્યું જે આપે માળવાનાં અન્નપાણી હરામ કર્યા ?' વીરમતીએ કારણ માગ્યું.

'મહારાજા રાજ ન આપે તેની મને પડી નથી. રાજ્ય કરતાં મારા સ્વમાનની મને વધુ દરકાર છે. જ્યાં સ્વમાન ન મળે ત્યાં સ્વર્ગ મળતું હોય તો પણ મને તે ન ગમે. ભરકચેરી વચ્ચે ભેટ આપી અને આજે તે પાછી લઈ લીધી. આવું તો અનેકવાર બન્યું. હવે મારાથી આ સહન નથી થતું. મારાં આવાં અપમાનો શા માટે ? હું કમતાકાત નથી. પરદેશમાં મારું નસીબ અજમાવીશ, અને જે સૂકો રોટલો મળશે તે ખાઇશ.'' જગદેવના શબ્દે શબ્દમાં સ્વમાનનો ટંકાર ગૂંજતો હતો.

પાટણના રાજા સધરાજેસંગની એ વખતે ખૂબ ખ્યાતિ હતી. તેના દરબારમાં જઈ પોતાની વીરતા બતાવવાનો જગદેવે અને વીરમતીએ નિર્ણય કર્યો.

અને મળસ્કે તો આ યુગલ ગુજરાતને રસ્તે પણ પડી ચૂક્યું.

આ યુગલ ચાલતાં ચાલતાં જ્યારે ગુજરાતના સીમાડા નજીક આવ્યું ત્યારે એક ગાઢ જંગલ આવ્યું. એ જંગલમાં સિંહ, વાઘ આદિ હિંસક પ્રાણીઓ રહેતાં હતાં. લોકો કયારે પણ આ જંગલમાંથી રાત્રે પસાર થતાં નહિ. જંગલમાં દાખલ થતી વખતે લોકોએ જગદેવનું ધ્યાન ખેંચ્યું, પરંતુ હિંસક પ્રાણીઓથી ડરવાનું જગદેવ કયે દિવસે શીખ્યો હતો! રાત્રીના ઘોર અંધકારમાં જંગલમાં પોતાની સ્ત્રી સાથે પરમાર રસ્તો કાપવા લાગ્યો.

તેઓ બરાબર ગીચ ઝાડી વચ્ચે આવ્યાં ત્યાં ચંદ્રના અજવાળામાં જગદેવે વાઘ અને વાઘણને જોયાં. એ હિંસક યુગલની તેજસ્વી આંખો, પરમાર યુગલની આંખોમાં બરાબર મળી. જગદેવ ઘડીભર થંભી ગયો. તેણે એક તરવાર કાઢી વીરમતીના હાથમાં સોંપી દીધી. પગરવ સાંભળી વાઘ–વાઘણના કાન સીધા થયા અને હૃદય થંભાવી દે તેવી ત્રાડ પાડી.

બન્ને વચ્ચે હવે તો માત્ર દશ હાથનું જ છેટું



વાઘણ વીફરી. તેણે જગદેવ પર જબરી ફલાંગ મારી.

હતું. વાઘ ફરી ત્રાડુક્યો અને બરાબર તોલ મેળવીને ફલાંગ મારવા જતો હતો, ત્યાં જ જગદેવના એક તીરે તેને પેટમાંથી આરપાર પરોવી દીધો. તે જમીન પર ગબડી પડ્યો. બેઠો થવા ફરી વલખાં મારતો હતો ત્યાં જગદેવના બીજા તીરે તેના તાળવાને વીંધી માથામાંથી માર્ગ કાઢ્યો. એ વિકરાળ પશુ બેહોશ થઈ જમીન પર પડ્યું. પરંતુ તેનું વેર લેવા વાઘણ તૈયાર જ હતી. જગદેવે તેના પર પણ તીર છોડ્યું. પણ તે વાઘણને ન વાગ્યું. તીર તેના માથા પરથી સુસવાટા કરતું ચાલ્યું ગયું.

વાઘણ વીફરી. તેણે જગદેવ પર જબરી ફલાંગ મારી; પરંતુ પોતાના સૌભાગ્યનાથનું રક્ષણ કરવા શૂરવીરતાની મૂર્તિ વીરમતી તૈયાર હતી. વાઘણના નહોરદાર પંજા જગદેવ પર પડે તે પહેલાં વીરમતીની તરવારના એક જ ઝાટકે વાઘણનું ડોકું એક બાજુ ઢળી પડ્યું, અને વાઘણનું ધડ બીજી બાજુ ઢળી પડ્યું !

જગદેવ પાટણમાં આવ્યો ત્યારે તેના આ

પરાક્રમની વાત ઠેરઠેર ફેલાઈ ગઈ હતી. ગુજરાતમાં તે વખતે રાજા સિદ્ધરાજનો અમલ વર્તતો હતો, અને ગુજરાતના પાટનગરનું સ્થાન તે વખતે પાટણે લીધું હતું. ગુજરાતનાં કળાકૌશલ્ય અને શૌર્યનો સુમેળ તે કાળે પાટણમાં હતો, અને પાટણ ગુજરાતનું કેન્દ્ર બન્યું હતું.

રાજા સિદ્ધરાજના શૂરવીર સ્વભાવે એને ગુજરાત અને બહારનાં રાજ્યોમાં જાણીતો કર્યો હતો. એ પાટણને આંગણે અનેક શૂરવીરોને બોલાવતો, તેમનાં ભાવભીનાં સ્વાગત કરતો, તેમની શૂરવીરતાની કદર કરતો, અને યોગ્ય લાગતા ભડવીરોને તો તે પોતાના લશ્કરમાં રોકી લેતો. જગદેવના પરાક્રમની વાત સિદ્ધરાજે પણ જાણી હતી. જગદેવ નોકરી માટે સિદ્ધરાજને મળવા માગતો હતો. જગદેવના પરાક્રમની વિગત જાણવા સિદ્ધરાજ તેને મળવા માગતો હતો.

છેવટે સિદ્ધરાજે જગદેવને દરબારમાં બોલાવ્યો અને પૂછ્યું : “ પરમાર, મેં તમારી બહાદુરીનાં વખાણ

સાંભળ્યાં છે. તમારા જેવા ભડવીરો તો મારા મિત્રો બની મારી સાથે જ રહે એમ હું ઈચ્છું છું. પરમાર ! ગુજરાતને તમારી સેવાનો લાભ ન આપો ? ”

‘ મહારાજ, તમારી ઈચ્છાને હું ઠેલવા નથી માગતો. ગુજરાતને મારું જીવન આપવા હું હંમેશાં તૈયાર રહીશ. પરંતુ મહારાજા, આપ જેમ મારા બળની યોગ્ય કદર કરો છો તેવું જ કામ અને તેવું સ્થાન આપના રાજ્યમાં મળવું જોઇએ.’ જગદેવે પોતાના બળની કિંમત આંકીને જવાબ આપ્યો.

‘પરમાર ! તમારી લાયકાત મને પૂરેપૂરી સમજાય છે. તમારા યોગ્ય સ્થાન અને કામ તમને મળશે. અને પરમાર! બહાદુરોનાં સ્થાન મારા હૃદયમાં કેવાં છે તેની ખબર તો તમને સમય જતાં પડશે.” સિદ્ધરાજે જગદેવને સુંદર જવાબ આપ્યો.

“ મહારાજ ! યોગ્યની કદર યોગ્ય રીતે જ આપના રાજ્યમાં થાય છે, એ સફળતાની નિશાની છે.” જગદેવે જવાબ વાળ્યો.

'પરમાર! તમારે કેવું સ્થાન જોઇએ?'

'આપ ઇચ્છો તેવું!'

'તમને મારા અંગરક્ષક બનાવું તો?' સિદ્ધરાજે જગદેવનું હૃદય જાણવા પ્રશ્ન કર્યો.

'મહારાજા, આપની સેવા કરવાની તક મળે એવાં મારાં ભાગ્ય કયાંથી!' જગદેવ ખુશી થતો બોલ્યો.

ત્યારબાદ આ બન્ને ભડવીરો વાતચીતમાં એવા તો લીન થઈ ગયા કે કેટલા કલાકો ગયા તેનું તેમને ભાન રહ્યું નહિ. થોડાક કલાકની વાતોમાં તો બન્ને ગાઢ મિત્રો બની ગયા.

માળવાનાં અન્ન–પાણી ત્યાગીને નીકળેલા પરમારને આમ સ્વાશ્રય, બહાદુરી અને આત્મશ્રદ્ધાથી ગુજરાતના રાજ્યમાં માનભર્યું સ્થાન મળ્યું.

જગદેવ માત્ર બહાદુર ન હતો. તે બુદ્ધિશાળી હતો, કુનેહબાજ હતો, જબ્બર મુત્સદ્દી પણ હતો. સિદ્ધરાજના રાજ્યવિસ્તારમાં જગદેવનો મોટો ફાળો હતો. એણે સિદ્ધરાજને પડખે રહી અનેક લડાઈઓ જીતી હતી, એટલું જ નહીં પણ

સિધ્ધરાજને પોતાના જીવના જોખમે અનેક વાર બચાવ્યો હતો. એ સિધ્ધરાજને કટોકટીના વખતમાં સુંદર સલાહ આપતો. રાજ્યકારભારમાં પણ તેને મદદ કરતો. જગદેવની કીર્તિ ગુજરાત અને ગુજ-રાત બહાર ચોદિશાએ પ્રસરી હતી; અને ગુજરા-તમાં તો જગદેવનું નામ જીભના ટેરવે હતું. એણે લગભગ વીસ વરસ સુધી સિધ્ધરાજને પડખે રહી ગુજરાતને પોતાની સેવા આપી.

જ્યારે માળવાના રાજા ઉદયાદિત્યને કાને જગ-દેવનાં પરાક્રમોની વાત ગઈ ત્યારે તેને જોવા ઉદયા-દિત્યને ખૂબ તાલાવેલી જાગી. ઉદયાદિત્યનો મોટો કુંવર રાજ્ય સંભાળવા તદ્દન અશક્ત નિવડયો હતો. રાજ્યમાં અંધાધુંધી વધી ગઈ હતી. રાજ્યાજ્ઞાનો અમલ બરોબર થતો ન હતો. પ્રજાનાં સુખ, આબાદી અને તેજ ઓસરતાં જતાં હતાં. ન્યાય, શાંતિ અને હક્કમાં ખામી જણાવા લાગી હતી. રાજા ઉદયાદિત્ય આ બધી પરિસ્થિતિથી કંટાળી ગયો હતો. તેથી સમસ્ત ગુજરાતની કીર્તિને વરેલા જગદેવ પરમારને

બોલાવી લેવા તેણે કહેણ મોકલ્યું.

જગદેવને જ્યારે આ સમાચાર મળ્યા ત્યારે તેને પણ માળવા જવું ઠીક લાગ્યું. પોતાની રહી સહી જિંદગીનો લાભ પોતાના જ દેશને આપવા એણે મન સાથે નક્કી કર્યું, તેથી મહારાજા સિધ્ધરાજની અને બીજા અનેક શૂરવીરોની ભાવભીની વિદાય લઈ તેણે હંમેશને માટે ગુજરાત છોડયું.

માળવાની પ્રજા તો જગદેવ પર નાનપણથી જ ફીદા હતી. માળવાની ગાદી પર જગદેવ બેસવાનો છે એવા ખબર સાંભળતાં માળવાની પ્રજાના આનંદનો પાર રહ્યો નહિ.

એક સુંદર તેજસ્વી દિવસની સવાર પડી. જગદેવના ભવ્ય ભાલે રાજ્યતિલક થયું. જગદેવ પરમાર ગાદીએ આવ્યો.

# રાણકદેવી

[ ૫ ]

હિંદુસ્થાનની પડતીનાં અનેક કારણોમાંનું એક કારણ વહેમ પણ છે. જાદુથી ગજબનાક ફેરફારો થાય છે. કોઈએક માલણ કે ઘાંચણ દોરો બાંધી માણસને પોપટ બનાવી દે છે. અવળા ગ્રહો લઈ જન્મેલી રાજકન્યાનું મુખ જોવાથી રાજાનું મૃત્યુ થાય છે. કોઈને ભૂત પિશાચાદિની સહાય છે, આવી આવી વહેમ ભરેલી વાતો આપણને જૂની ચોપડીઓમાંથી વાંચવા મળી આવે છે; અથવા વડેરાંને મોઢેથી સાંભળીએ છીએ. વહેમ એ ઘણું અનિષ્ટ તત્ત્વ છે. એ મનુષ્યને નબળો બનાવે છે.

સિંધમાં કેરોકોટ શહેરના રાજા રોરને ત્યાં એક રાત્રે કન્યા જન્મી. કન્યાના રૂપનાં વખાણ સાંભળી રાજાને ખૂબ સંતોષ થયો, અને વળતે દહાડે તેણે જોષીઓને બોલાવ્યા. જોષીઓએ જોષ જોયા અને

જાહેર કર્યું કે, "કન્યાના લગ્ને બુધ છે. કન્યા ખૂબ સ્વરૂપવાન હોવી જોઇએ. પરંતુ તેના જન્મ વખતે વ્યતિપાત હતો; આથી પિતા જો કન્યાનું મુખ જોશે તો તરત તેનું મૃત્યુ થશે." રાજા આ વાત સાંભળી નાખુશ થયો. તેણે કન્યાને એક પેટીમાં મૂકી જંગલમાં મોકલી દીધી.

દૂરદૂર જંગલમાં ફેંકાયેલી રાજકન્યાના નસીબમાં જીવવું લખાયેલું હતું. હડમતિયો નામનો કુંભાર પોતાના તીકમ વડે માટી ખોદતો હતો, અને સંગીત લલકારતો હતો. પોતાના બુલંદ સ્વરે ગવાતા સંગીતને ભેદીને પણ કોઇ તીણો સ્વર તેના કાન પર અથડાયો. તેણે ખોદવું બંધ કર્યું. બરાબર કાન માંડયા. સ્વર વધુ સ્પષ્ટ સંભળાયો. સ્વરની દિશા તરફ કુંભારે ઉતાવળાં પગલાં માંડયાં. ત્યાં જઇને જોયું તો એક બાળકી અંદર પડી પડી રડી રહી હતી.

કુંભાર એ કન્યાનું રૂપ જોઈ અંજાઈ ગયો. તેને પોતાને ઘેર લઇ ગયો, અને લાડમાં ઉછેરવા

માંડી. એ કન્યા જેટલી દિવસે ન વધે તેટલી રાતે વધે, ને રાતે ન વધે તેટલી દિવસે વધે. શું એનું રૂપ! શા એના ગુણ!

આ કુંભાર કંઈ સામાન્ય કુંભાર નહોતો. એ સમજતો હતો કે આ કન્યા તો મોટા ઘરને લાયક છે; એટલે તેને યોગ્ય કેળવણી આપવા માંડી. કન્યા ઉંમર લાયક થતી ગઈ, તેમ તેમ તેના રૂપમાં ને તેના શરીરમાં ખૂબ વિકાસ થવા માંડયો. લોકો વાતો કરતા કે આ તો સાક્ષાત પદ્મિની છે આવી પદ્મિનીને સારા રાજઘરાણામાં વરાવવાં કુંભાર ફરતો ફરતો ગૂજરાતમાં આવ્યો. ગૂજરાત એને ખૂબ ગમી ગયું, અને તે મજેવડી નામના ગામમાં ઘર રાખીને રહ્યો.

એક સુલક્ષણી કન્યા સાથે કોઈ કુંભાર પોતાના રાજ્યમાં આવી રહ્યો છે, એવા સમાચાર એક દહાડો કોઇએ ગૂજરાતના રાજાધિરાજ મહારાજા જયસિંહને આપ્યા. મહારાજા સિદ્ધરાજ યોગ્ય સહચરીની શોધમાં જ હતા. તેમણે પોતાના માટે એ કન્યાનું માગું કર્યું.

મહારાજા જયસિંહની આણુ સવારના સૂર્યની જેમ વધી રહી હતી. આ આણુ સામે જુનાગઢનો રાજા રા'નવઘણુ પહેલેથી વિરોધ ઊઠાવતો આવ્યો હતો. રા'નવઘણુ ચુડાસમા વંશનો રાજા હતો. ખૂબ પરાક્રમી અને હોશિયાર હતો. રાજા કર્ણદેવના વખતમાં એણે અગિયાર વખત પાટણના સૈન્યને પાછું વાળ્યું હતું. આ વાત પ્રચંડ પરાક્રમી મહારાજા જયસિંહને તો ખટકે જ ને ? એ રા'નવઘણુને નમાવવાની તક શોધતા જ હતા. એકલામાં નળકાંઠાની બાજુમાં પંચાળમાં અકસ્માત તેમનો ભેટો થઈ ગયો. બન્ને જણાની આંખમાંથી વેરનો અગ્નિ વરસવા લાગ્યો. જોતજોતામાં તલવાર ખેંચી મેદાને પડયા. પણ જુવાન રાજાએ બૂઢા નવઘણુને હરાવ્યો અને તલવાર આંચકી લીધી. આખરે મોંમાં તરણું લેવરાવી હું તમારી ગાય છું, એમ કહેવરાવી જવા દીધો.

આ અપમાન રા'નવઘણુને હાડોહાડ લાગ્યું. પણ હવે બૂઢાપો બેસી ગયો હતો. એક દહાડો યમરાજનાં તેડાં પણ આવ્યાં. મરતાં મરતાં એણે

પોતાના સામંતો, મંત્રીઓ તથા ચારે પુત્રોને બોલાવીને કહ્યું: "મારો જે પુત્ર સિદ્ધરાજનું નાક કાપવાની ને પાટણનો કિલ્લો તોડવાની પ્રતિજ્ઞા લે એ જ મારી ગાદીનો વારસ બને." સૌ ચૂપચાપ બેસી રહ્યા. ચારેમાં સહુથી નાનેરા કુંવર રા'ખેંગારે પિતાના ચરણનો સ્પર્શ કરી પ્રતિજ્ઞા કરી. રાજાનો જીવ શાન્તિથી પરલોકગમન કરી ગયો.

રા'ખેંગાર આ પ્રતિજ્ઞાઓ પૂરી કરવા પાટણમાં આવીને રહ્યો. મહારાજા જયસિંહ સામે બાકરી બાંધવી એ સામાન્ય વાત નહોતી. મહારાજાની દૂરદર્શિતા, ચાણકયબુદ્ધિ અને વીરતા સામે કોઈ જીતી શકતું નહિ. આ પરિસ્થિતિ જોઈને બુદ્ધિશાળી રા'-ખેંગારે પોતાની પ્રતિજ્ઞાઓ બીજી રીતે પૂરી કરવાનો વિચાર કર્યો.

મહારાજાનું નાક કાપવા માટે એણે એક સુંદર યુક્તિ ઉપજાવી કાઢી. સામાન્ય રીતે કોઇપણ પુરુષ માટે નક્કી થયેલી કન્યા, બીજો કોઈ ઉપાડી જાય તો એ મોટું અપમાન લેખાય છે. આજે પણ આ વાત

કોઈ સહન કરી શકતું નથી; પછી રાજા મહારાજાઓની વાત શી! રા'ખેંગારે મહારાજા જયસિંહ માટે જે કન્યા નક્કી થઈ હતી તે ઉપાડી જવાનો નિર્ણય કર્યો. જો આમ કરવામાં એ ફાવી જાય તો મહારાજાનું નાક કાપવાની પ્રતિજ્ઞા પૂરી થયેલી ગણી શકાય.

રા'ખેંગારે પેલા કુંભારને ત્યાં જવું આવવું શરૂ કર્યું. એ સિંધના રાજાની પુત્રીનું રૂપ અલૌકિક હતું. તેમાં પણ હવે તો ઉમ્મરલાયક થઇ હતી. રા'ખેંગાર એના પર મુગ્ધ બની ગયો. એને લાગ્યું કે આમ એક કાંકરે બે પક્ષી મરશે. એ અવારનવાર ત્યાં જવા આવવા લાગ્યો. રા'ખેંગાર દેખાવડો અને પરાક્રમી પુરુષ હતો. થોડા વખતમાં રાજકન્યાનું મન પોતાના તરફ ખેંચી શકયો. બીજી તરફ તેને સમાચાર મળ્યા કે સિદ્ધરાજ હાલમાં રાજધાનીની બહાર છે. એણે આ તકનો લાભ લીધો. પોતાનાં માણસો સાથે એક દહાડો પાટણના કિલ્લાનો પૂર્વ તરફનો દરવાજો તોડી નાખ્યો, અને તત્કાળ કુંભારને ત્યાંથી કન્યાને ઊઠાવી ગયો!

જુનાગઢ જઈને રા'ખેંગાર વિધિપુરઃસર તેની સાથે પરણ્યો. રા'ની પત્ની તે રાણક. આ વખતથી તે રાણકદેવી નામે પ્રસિદ્ધ થઇ. જોતજોતામાં બન્ને વચ્ચે ગાઢ પ્રેમ બંધાઈ ગયો. રાણકદેવી સૌને સાક્ષાત દેવી જેવી લાગવા માંડી.

મહારાજા જયસિંહને જયારે આ સમાચાર મળ્યા ત્યારે તેના રૂંવે રુંવે આગ લાગી ગઈ. અપમાન સહન કરવું તેના કરતાં મૃત્યુ બહેતર છે. મહારાજાએ સોરઠ પર લડાઈ માટે કૂચ કરવાનો આદેશ આપ્યો. આ પહેલાં સોરઠની ચડાઇઓમાં પાટણના સૈન્યને ખૂબ ખુવારી વેઠવી પડી હતી. આ કારણે સેનામાં એક જાતની નાહિંમત પેદા થઈ હતી. આ બધું જોઈને મહારાજા પોતે સેનાપતિ બન્યા.

મહારાજા જયસિંહ એટલે અજબ યુદ્ધવિશારદ. દાવપેચ, વ્યૂહ ને મોરચાના પૂરા જાણકાર. સોરઠની લડાઇ સામાન્ય નહોતી, પણ સહુ જાણતા હતા કે મહારાજા કાં તો જીતીને, કાં તો યુદ્ધમાં ખપીને આવશે. સામ, દામ, દંડ અને ભેદના પ્રયોગો

થયા. આખરે જુનાગઢ પડ્યું. સોરઠ જીતાયું. રા' ખેંગાર અને રાણકદેવીને બંદીવાન બનાવી મહારાજા પાછા ફર્યા. સોરઠ પ્રાંતની વ્યવસ્થા માટે સજ્જન નામના સુબાને નીમ્યો.

હારેલા રાજાને મહેમાન ગણવો, એ મહારાજા જયસિંહનો મુદ્રાલેખ હતો. તાજેતરમાં મળેલો એક શિલાલેખ કહે છે કે ખૂદ મહારાજાએ સાથે ફરીને રા'ખેંગારને પાટણ બતાવેલું. અને ખંડિયો રાજા બનાવી છોડી મૂકેલો. પણ રા'ખેંગાર તો સ્વમાની રાજા હતો. એ તૂટેલા હૃદય સાથે પાટણથી સોરઠ તરફ પાછો ફર્યો.

પણ હવે તેને જીવવું અપ્રિય હતું. કાઠિયાવાડમાં વઢવાણ નામના ગામે આવી પહોંચતાં એ મૃત્યુ પામ્યો. રા'ખેંગારની સાથે રાણકદેવી પણ હતી. મહારાજા જયસિંહને તો વેર વાળવું હતું. બાકી કોઈ પણ હિંદુ રાજા પરણેલી સ્ત્રી સાથે પરણવાનો કદી પણ વિચાર ન કરતો. મહારાજા જયસિંહને એક આદર્શ રાજા થવાના કોડ હતા. એ રાણકદેવીને

પરણવાનો વિચાર સરખો પણ ન કરી શકે. ઇતિહાસમાં કોઇ પણ મોટો હિંદુ રાજા પરણેલી સ્ત્રીને પરણ્યાનો દાખલો મળતો નથી. અને આ જ કારણે પોતાની પુત્રી કે બેનનું કોઈ હરણ ન કરી જાય, તે માટે નાનપણમાં પરણાવી દઈ, ચિંતાથી મુકત થવાની બાળલગ્નની પ્રથા એ વખતે જોરથી ચાલતી હતી.

રા'ખેંગારના મૃત્યુથી પ્રેમાળ રાણકદેવીનું દિલ સખત ઘવાયું. સારસ અને સારસીની જોડ જેવી પોતાની જોડ ખંડિત થયેલી જોઈ એ વ્યાકુળ બની ગઇ. સ્વર્ગના સુખમાં પડેલી રાણકદેવીને લાગ્યું કે આ બધાં અનિષ્ટોનું નિમિત્ત મહારાજા જયસિંહ છે. એણે પોતાની લીલી વાડી ઉજાડનાર મહારાજાને ખૂબ શાપ આપ્યા.

અને એ સુંદર, પ્રતિભાવાન, સોરઠની રાણી ભોગાવાના તીરે પતિનું શબ ખોળામાં લઈ સતી થઈ. પ્રેમાળ અને વીરપત્ની તરીકે આજે રાણકદેવી આદર્શ મનાય છે.

મહારાજા જયસિંહને પણ રાજખટપટને કારણે

આવી પતિવ્રતા સ્ત્રીના જીવનને દુઃખિયારું બનાવવા માટે ખૂબ અફસોસ થયો. પણ આ અફસોસ મોડો હતો.

આજે પણ વઢવાણ શહેરને પાદર, ભોગાવા નદીને તીરે, એ મહાસતીની યાદ આપતી એક દેરી ખડી છે. એ દેરી જીર્ણ બની ચૂકી છે; છતાં એમાંથી ગૂજરાતની એ પ્રતાપી નારીના સ્વાર્પણના પડઘા દિગદિગન્તમાં ગાજ્યા કરે છે.

# આચાર્ય હેમચંદ્ર

[ ૬ ]

જગતના વિશાળ પટ પર અનેક કુરબાનીઓ અને સ્વાર્પણ થયાં છે; પણ પ્રાણથી પ્યારા પુત્રને રાષ્ટ્રને ખાતર અર્પણ કરી દેનારી માતાઓ જગતમાં વિરલીજ હશે. પરોપકાર માટે ધન, દોલત કુરબાન કરી ભિખારી બનવું સહેલ છે, દેશ અને ધર્મને ખાતર પ્રાણ કાઢી આપવો મુશ્કેલ નથી; પણ ધનદોલતથી ય અધિકા, પ્રાણથી ય પ્યારા પુત્રને અર્પણ કરવો સહેલ નથી.

ગૂજરાતનો ઈતિહાસ આવી એક વીરનારીની યાદ લઈ ને ઉજજવળ બનેલ છે. એ વીરનારીનું નામ પાહિની. એના પતિનું નામ ચાચ. જયાં હજારો ભાણુ એક સાથે તપતા હોય એટલો તાપ પડે છે, એ ભાલ પ્રદેશનું ધંધુકા એનું વતન. જ્ઞાતે મોઢ.

આ વીરનારીને પેટે વિ. સં. ૧૧૪૫ની કારતકી પુનમના રોજ (દેવદીવાળી) એક બાળકનો જન્મ થયો. આ બાળક ગર્ભમાં હતો ત્યારથી જ માતાને ચંગા–સારા વિચારો આવવાથી સૌએ એનું નામ ચંગદેવ રાખ્યું હતું. ચંગદેવ નાનપણથી તેજસ્વી, બુદ્ધિનિધાન ને સૌનું મન હરણ કરનારો હતો.

આ વેળા જૈન સાધુઓ જ્ઞાન–ધ્યાનમાં ખૂબ આગળ વધેલા હતા. એક પણ વિદ્યા એવી નહોતી જેમાં તેઓ નિષ્ણાત ન હોય. આ સાધુઓ વૈરાગ્ય-ભાવપૂર્વક દેશ અને ધર્મની સેવા કરતા. એક વખતે આવા દેવચંદ્રસૂરિ નામના એક મહાન જૈનાચાર્ય ધંધુકા ગામમાં આવ્યા અને મોઢાએ બંધાવેલ મંદિ-રમાં ઊતર્યા. આ વખતે માતાની સાથે દર્શનાર્થે આવેલો ચંગદેવ સાધુરાજની નજરે પડયો. સાધુરાજ તો ભૂત–ભવિષ્યના જાણકાર હતા. તેમણે એ બાળકમાં અજબ પ્રતિભા ને મહાન વ્યક્તિત્વ નિહાળ્યું. એમણે વીરનારી પાહિનીને કહ્યું:

" ભાગ્યશાળી નારી, મારી વિદ્યા કહે છે કે આ

બાળક ગુજરાતનો મહાપુરુષ થશે. દેશ, ધર્મ ને પ્રજાનું કલ્યાણ કરશે. તારા માયાના બંધ મોકળા કરી મને આપી દે, તો હું તેને યોગ્ય કેળવણી આપું. એ તારું નામ અમર કરશે.”

માતાનો પ્રેમ કંઈ સામાન્ય વસ્તુ નથી. પુત્ર માટે તો મા શાંશાં દુઃખ સહન નથી કરતી? છતાં જગતની માતાઓ કરતાં પાહિની જુદી જાતની સ્ત્રી હતી. એ વાત્સલ્યઘેલી અવશ્ય હતી; સાથે સાથે સમજુ અને શાણી પણ હતી. પોતાના પુત્રનું કલ્યાણ થતું હોય; એના દ્વારા દેશ અને ધર્મની ઉન્નતિ થતી હોય તો એથી રુડું શું?

બાળકનો પિતા ગેરહાજર હતો; છતાં પણ એ વીરનારીએ બાળકને ગુરુચરણે અર્પણ કરી દીધો. ગુરુ તેને ખંભાત લાવ્યા. ખંભાતમાં તેના પિતાની અનુમતી મેળવી વિ. સં. ૧૧૫૦ના મહા સુદિ ૧૪ ને શનિવારે ચંગદેવને સાધુતાનાં વસ્ત્રો પહેરાવ્યાં. એનું નામ મુનિ સોમચંદ્ર રાખ્યું.

આ વેળા એની ઉંમર પાંચ વર્ષની હતી. જે

ઉંમરે બીજાં બાળકો ધૂળમાં રમતાં હોય; એ ઉંમરે મુનિ સોમચંદ્ર વિદ્યાભ્યાસ ને તપ—ત્યાગની સાધનામાં પડયા. જોતજોતામાં તો વિદ્યાના ભંડાર ને અજબ ત્યાગી તરીકે તેઓ સર્વત્ર પંકાવા લાગ્યા. મુનિ સોમચંદ્રની આ વિદ્વતા નિહાળી જૈન સમાજે એમને ૨૧ વર્ષની ઉંમરે આચાર્યપદ આપ્યું. આ વખતથી તેઓ આચાર્ય હેમચંદ્ર અથવા હેમચંદ્રાચાર્યને નામે પ્રસિદ્ધ થયા.

*

મહારાજા સિદ્ધરાજ જયસિંહના પ્રતાપ અને વીરતાની શી વાત થાય? એ વખતે આખા હિંદમાં બીજો મહારાજા જયસિંહ નહોતો. આવા મહારાજાને પણ એક દહાડો મનમાં ઓછું આવ્યું. માળવા જેવું આખું માળવા જીતી લીધું; તો ય એમને લાગ્યું કે હજી બધું અધૂરું છે. આ મારું પરાક્રમ, આ મારી વીરતા તો ચાર દિનની ચાંદની જેવાં છે. લોકો કાલે ભૂલી જશે. મારે તો અમર થવું છે. રાજા ભોજનાં જેવાં વ્યાકરણશાસ્ત્રો, અલંકારશાસ્ત્રો, છંદશાસ્ત્રો

વગેરે મારી પાસે કશું ય નથી. શૂરવીરતા સાથે સાહિત્યપ્રીતિ વગર કયો રાજા અમર થયો ?

મહારાજાના આ મનદુઃખને ફેડવા કોણ આગળ આવે? સામ્રાજય જીતવાં સહેલાં હતાં, સરસ્વતી જેવી દેવીને વશ કરવી દુર્લભ હતી! આ વેળા પાટણની વિદ્વતસભામાં અવારનવાર આવતા આચાર્ય હેમચંદ્ર આગળ આવ્યા. રાજા મદદ કરે તો એ કાર્ય કરવા તેમણે હિંમત પૂર્વક બીડું ઝડપ્યું.

મહારાજાને તો એટલું જોઈતું હતું. ઠેઠ કાશ્મીરથી ગ્રંથો મંગાવવામાં આવ્યા. આચાર્ય હેમચંદ્રે દિન–રાત ભૂલી વ્યાકરણનું સર્જન કરવા માંડયું. વર્ષ–સવા વર્ષના ગાળામાં તો વ્યાકરણ તૈયાર થઈ ગયું. પણ વ્યાકરણ તૈયાર થયા માત્રથી એ સર્વોત્તમ વ્યાકરણ છે; એવી શ્રદ્ધા શી રીતે થાય! મહારાજાએ દેશદેશના પંડિતોને પોતાને ત્યાં નોતર્યા. એમની વચ્ચે ગ્રંથ મૂકયો. પરીક્ષા ચાલી. સહુએ એકમતે જાહેર કર્યું કે આ ગ્રંથ અદ્વિતીય છે.

મહારાજાના આનંદનો પાર ન રહ્યો. વિજય

મેળવીને આવતા રાજાનો વરઘોડો ચઢે તેમ એક હાથીની અંબાડી ઉપર આ ગ્રંથને મૂકી વાજતે ગાજતે દરબારમાં લાવવામાં આવ્યો. રચનાર અને રચાવનારની યાદ સદા તાજી રાખવા માટે એનું નામ 'સિદ્ધ–હૈમ વ્યાકરણ' રાખ્યું.

આ પછી તો મહારાજા આચાર્ય હેમચંદ્રનું ખૂબ સન્માન કરવા લાગ્યા. મહારાજા શૈવધર્મના પૂજારી હતા ને આચાર્ય હેમચંદ્ર જૈનધર્મી હતા; પણ તેથી તેમની વચ્ચે કોઈ જાતની ધર્માંધતા નહોતી. ગૂજરાતનો ગમે તે ધર્મનો માનવી તેમની કૃપાને પાત્ર હતો. આચાર્યે પાટણમાં એક વિદ્યાલય સ્થપાવ્યું. એમાં શાસ્ત્રવિદ્યા અને શસ્ત્રવિદ્યા બન્ને ફરજીયાત રાખી. આવાં વિદ્યાલયો ધીરે ધીરે અનેક ઠેકાણે સ્થપાયાં.

એ દિવસો પણ વીત્યા ને આચાર્ય પાટણથી ખંભાત આવ્યા. આ વેળા એક દિવસ મહારાજા સિદ્ધરાજની ખફા નજરનો ભોગ બની લપાતો, છુપાતો કુમારપાળ ત્યાં આવી ચડ્યો. હતો તો

ચિંથરેહાલ, દાઢી મૂછ વધી ગઈ હતી; છતાં એનું પ્રતાપી ભાલ આચાર્ય જેવા જ્ઞાનીથી છાનું રહે!

તેમણે તેની સામે જોઈને કહ્યું. “ભાઈ, મારી વાણી છે કે તું રાજા થઈશ.”

“હું રાજા થઈશ? મહારાજ, મશ્કરી તો નથી કરતા ને! મને તો એ વાતની પણ ખબર નથી કે સિદ્ધરાજના મૂકેલા સૈનિકો ક્યારે મારો વધ કરશે!”

“નિશ્ચિંત રહેજે! આજથી સાત વર્ષ પછી અમુક દિવસે ને અમુક ઘડીએ તારો રાજ્યાભિષેક થશે.”

“તો જીવનભર આપનો સેવક થઈ રહીશ.” કુમારપાલે આભાર પ્રદર્શિત કર્યો. આચાર્યે ખંભાતના મહામંત્રી ઉદયનને કુમારપાળનું રક્ષણ સોંપ્યું. આચાર્ય પોતે પણ તે માટે સદા તત્પર રહેતા. આ ભાવી મહાન રાજાને તેમણે અનેક વખત મૃત્યુના મુખમાંથી બચાવ્યો.

ઉંમર વર્ષ પચાસની થઈ ગઈ. આચાર્યે જે કાળ ને જે ઘડી કહ્યાં હતાં, એ આવી પહોંચ્યાં. વિ. સં. ૧૧૯૯ માં સિદ્ધરાજ અપુત્ર મરણ પામ્યો. મંત્રી-

મંડળે કુમારપાળનો રાજા તરીકે અભિષેક કર્યો. પણ કુમારપાળે તો આચાર્યને ચરણે બધું ધરી દીધું. આચાર્યે તેને પોતાનો સાધુધર્મ સમજાવતાં ધર્મના પ્રતિનિધિ તરીકે રાજ્ય ચલાવવા કહ્યું.

આચાર્ય હેમચંદ્રને અહિંસાધર્મના પ્રચારની લગની હતી. આ પ્રચારને તેમણે ખૂબ વેગ આપ્યો. ઠેર ઠેર હિંસક યજ્ઞો બંધ કર્યા. જુગાર, દારૂ માટે સખત કાયદા કરાવ્યા. દારૂની તો સદંતર બંધી કરાવી. વિધવાઓને વારસાહક્ક આપ્યો. ખેડૂત ઉપરથી કેટલાક વેરા ઓછા કરાવ્યા.

કુમારપાળ જેવો અનુભવી અને કાબેલ રાજા આ કાર્યને સારો વેગ આપતો રહ્યો. પોતાની શૈવ, જૈન અને મુસ્લીમ ત્રણે પ્રજાને એક દ્રષ્ટિએ રાખી. સૌ રાજાને પોતપોતાનો સમજતા. ખૂદ આચાર્ય પણ સોમનાથની યાત્રાએ જતા. સોમનાથનું મંદિર બંધાવવા રાજાને તેઓએ જ પ્રેરણા કરેલી.

આટઆટલી સાહ્યબી ને સમૃદ્ધિ છતાં આચાર્ય તો ભિક્ષુક જ હતા. એ ભિક્ષા માગવા જતા, ભીખ

માગીને મેળવેલા અન્ન-વસ્ત્રથી કાયાને રક્ષતા. એક વેળા એક ગરીબ શ્રાવકને ત્યાં જઈ ચડયા. પાટણ-માં ધનદોલતની નદીઓ વહેતી હતી; પણ આ શ્રાવકને ગરીબ જોઈ એના ઘરની ઘેંશ ને જાડી ખાદી વહોરી લાવ્યા. બપોરે રાજદરબારમાં એ ખાદી ઓઢીને ગયા

ગુરુદેવની આ સ્થિતિ જોઈ રાજા કુમારપાળ ગળગળો થઈ ગયો. આચાર્યે સ્પષ્ટ કહ્યું કે જ્યાં સુધી પ્રજાને ઘેંશ ને જાડું કપડું પણ પૂરતું મળતું ન હોય ત્યાં સુધી રાજા થયા તો પણ શું ? રાજા તો પ્રજાને ઓઢાડી-ખવરાવીને ખાયપીયે."

કુમારપાળે એ આજ્ઞા શિરસાવંદ્ય કરી ને શહેરમાં હુન્નર-ઉદ્યોગનો પ્રચાર કર્યો. આમ આચાર્ય હેમચંદ્ર એક અહિંસક રાજ્યનો આદર્શ રચવા જીવન ભર મથ્યા. તેમની સાહિત્યસેવા તો ગમે તેવી ધમા-લમાં ચાલુ જ રહી.

૮૪ વર્ષની ઉંમર સુધી રાજા અને પ્રજાના

કલ્યાણ માટે, સત્ય અને અહિંસાની સ્થાપના માટે જીવન જીવી એ મહાન આચાર્ય સદ્ગત થયા. લોકોએ એમને 'કલિકાલસર્વજ્ઞ ' નું બિરુદ આપ્યું.

ગુજરાતની અસ્મિતાને પુનઃ સ્થાપન કરનાર એ આચાર્ય હેમચંદ્ર આજે પ્રત્યેક ગુજરાતીના આરાધ્ય દેવ છે.

---

# રાજા કરણઘેલો

[ ૭ ]

**અ**ણહિલપુર પાટણની પ્રતાપી ગાદી પર રાજા કરણ વાઘેલો રાજ્ય કરતો હતો.

રાજા એટલે પ્રજાનો પાલક અને રક્ષક. પ્રજાની ઉન્નતિ જોઈને જે રાચે તે રાજા. પ્રજાની લાજ–આબરૂની જે જીવના જોખમે રક્ષા કરે તે રાજા! રાજા તો રૈયતનો મોટો સેવક! પોતાનાં તન, મન ને ધન પ્રજાના કલ્યાણ માટે ખર્ચવા એ હંમેશાં તૈયાર હોય.

આવા રાજાની પૂજા કઇ પ્રજા ન કરે! અને આ માટે જ શાસ્ત્રોમાં આવા રાજાને ઈશ્વરનો અંશ

કલ્પવામાં આવ્યો છે. પણ સદા કોઈ સ્થિતિ સરખી ચાલતી નથી. રાજા પણ મદોન્મત્ત બની પ્રજાને લૂંટે, પ્રજાની લાજ—આબરૂનો ભંગ કરે ત્યારે એ રાજા રાજા નથી રહેતો. પ્રજા એનો તિરસ્કાર કરે છે.

આવો તિરસ્કાર ગૂજરાતનો રાજા કરણ વાઘેલો પામ્યો. રાજા કરણ સત્તાના મદમાં અંધ બન્યો. પોતાની અવિચારી ને સ્વચ્છંદી પ્રકૃતિને એણે નિરંકુશ ચરવા મૂકી. પોતે પ્રજાનો સેવક છે, પ્રજાનો નીમેલો વ્યવસ્થાપક છે, એ વાત ભૂલી ગયો. પ્રજાની સુંદર સ્ત્રીઓ ઉપર એણે છૂટે હાથે જુલમ ગુજારવા માંડ્યા. કરવેરાનો તો હિસાબ નહિ. ન્યાય તો કોણ ચૂકવે! ઘેલો તો એટલો કે જે વાત મનમાં આવી તે કર્યે જ છૂટકો. મોહાન્ધ એટલો કે રૂપવતી સ્ત્રી જોતાં જ પાગલ બની જાય.

વાડ પોતે જ ચીભડાં ગળે ત્યાં વેલા ફરિયાદ ક્યાં કરે? એનો ત્રાસ એટલો ભયંકર હતો કે પ્રજા એક અક્ષર પણ બોલી ન શકતી.

રાજા કરણને માધવ અને કેશવ નામના બે બુદ્ધિશાળી મંત્રીઓ હતા. આ મંત્રીઓના પ્રતાપે જ પાટણની ગાદી ટકી રહી હતી. અને તેઓના જ કારણે ગુજરાતની મહત્તા હજી બહાર જળવાઈ રહી હતી.

મુસલમાન વિજેતાઓએ ભારતના બીજા પ્રાંતોમાં પોતાનું સ્થાન જમાવ્યું હતું; પણ ગૂજરાતમાં એકાદ ચઢાઈ કે લૂંટફાટ કરવા સિવાય વિશેષ કરી શકયા નહોતા. અણહિલપુર પાટણના સ્થાપક વીર વનરાજથી લઇને આજસુધી ગૂજરાતની ગાદી પર હિંદુ રાજાઓ જ બેસતા આવ્યા હતા.

રાજા કરણના વખતે દિલ્હીની ગાદી ઉપર અલ્લાઉદ્દીન બાદશાહ રાજ કરતો હતો. આ બાદશાહ એની ક્રૂરતાને લીધે 'ખૂની'ના ઉપનામથી લોકોમાં પ્રસિદ્ધ હતો. છતાં એણે ગૂજરાત જીતવાનો લેશમાત્ર વિચાર કર્યો નહોતો. ગૂજરાતની શૂરવીરતા, ઔદાર્ય ને આતિથ્ય એ દહાડે વખણાતાં હતાં.

પાટણની પ્રજા અંદરથી ત્રાસી ગઈ હતી, પણ આ બન્ને મંત્રીઓની કુનેહથી બધું શાન્તિથી ચાલ્યું

જતું હતું; પણ એક દહાડો આ નગુણા રાજાએ પોતાના બાહોશ મંત્રીઓને માથે જ ઘા કર્યો.

નોરતાના (નવરાત) દિવસો હતા. શક્તિનં પૂજાના આ દિવસોનો મહિમા અપૂર્વ છે. એ રાત્રીએ અમર રાત્રીઓ બની જાય છે. ચોટે ને ચકલે સુંદ રીતે શણગારેલા ગરબાઓ ઉપર હજારો દીપકે ઝળહળી ઊઠે છે, અને રોજનાં લાજમરજાદનાં બંધને અળગાં કરી નગરની નવોઢાઓ, મુગ્ધાઓ, કુમા રિકાઓ ગરબાની આસપાસ ટોળે વળે છે.

શકિતના બીજા અવતાર જેવી લાગતી ચ નારીઓના કુમકુમવર્ણા પગો એ દહાડે થનગનં ઊઠે છે, કોમળ હાથો તાલ આપવા તનમનાટ કં છે; અને કંઠનો મીઠો સ્વર મૂર્છા ચઢાવે છે. નવરા તો બાર મહિનાનું મીઠું પર્વ છે. એ દહાડે ગરબાનં જે રમઝટ બોલે છે, એ અપૂર્વ હોય છે.

નવરાતના આવા વખતે આખી પ્રજા એક થાય. કેટલેક સ્થળે પુરુષો પણ ગરબે રમે. મા શકિતન ઉપાસનામાં સ્ત્રી–પુરુષનો ભેદ કેવો! નોબતે

ગડગડતી હોય, શરણાઇઓમાંથી મીઠા સૂરો નીકળી રહ્યા હોય; ડાકલાનો ત્રૂટક ધ્વનિ ગાજી રહ્યો હોય: બીજી તરફ બ્રાહ્મણો આરતી ને પૂજા–અર્ચા માટે ઘંટારવ કરી રહ્યા હોય, ને એ બધા વચ્ચેથી ગરબાનો મીઠો તાલ ને સુરેખ સ્વર ઊઠતો હોય !

રંકથી લઇને રાય સુધી સહુકોઈ આ દૃશ્ય જોવા આવતા. રાજા કરણ પણ આજે તો પર્વની ખરી મજા માણવા ટોળા વચ્ચે જઈ ઊભો હતો. એનું ઘેલું મન એ ઘડી આ દૃશ્ય જોઈ શાન્ત બની ગયું. કોઇને ખબર નહોતી કે આ મેદનીમાં પાટણનો રાજા હાજર છે.

આ વખતે પ્રધાનમંત્રી માધવની પત્ની રૂપસુંદરી હાથમાં પૂજાથાળ લઈ, ભીડ વચ્ચેથી માર્ગ કરતી ત્યાં આવી. શું એનું રૂપ ! તેમાંય દીપકોના પ્રકાશમાં તો એ અલૌકિક રૂપવતી દેખાતી હતી. એક તો પદ્મણી ને પછી નાગર જાત. નાગરસ્ત્રીઓમાં કુદરતે જ રૂપ આપ્યું છે. રાજા કરણ રૂપસુંદરીને જોઈ ઘેલો બની ગયો.

રૂપસુંદરી હંસને શરમાવે તેવી ચાલે ચાલતી હતી. સુંદર નાનો ઘાટીલો દેહ, નાનકડા ગૌર હાથ ને પૂર્ણચંદ્ર જેવું લાવણ્યભર્યું મુખ; રાજા કરણ તો આ જોઈ ભાન ભૂલ્યો. પ્રજાની વહુ–દીકરી એ પોતાની બેન–બેટી; એવો રાજધર્મ વિસર્યો.

રાજા કરણ આ દૃશ્ય જોતો ઊભો જ રહ્યો. મેદની વચ્ચેથી ધીરે ધીરે માર્ગ કરતી, હાથમાં પૂજા–થાળ લઈ પ્રધાન માધવની સ્ત્રી રૂપસુંદરી હંસગતિથી ચાલતી હતી. રૂપસુંદરીની ચાલમાં કરણે અજબ આકર્ષણ જોયું. એની સુંદર, નાનકડી, ઘાટીલી દેહલતામાં કરણને જાદુઇ અસર જણાઈ. એના નાનકડા ગોરા હાથો કરણની દૃષ્ટિમાં ચોંટી જ ગયા. એના દેખાતા–અણદેખાતા મુખને સ્પષ્ટપણે જોવા અનેક ફાંફાં માર્યાં. રૂપસુંદરી મંદિરમાં ગઈ. એણે માતાજીની પૂજા કરી. નાનકડી, કોમળ, ગોરી આંગળીઓથી એણે માતાજી પર કંકુનો છંટકાવ કર્યો. એ દૃશ્ય જોઈ કરણ ભાન ભૂલવા લાગ્યો. પૂજા કરી લીધા બાદ એ આવી હતી

તેવી ગૌરવભરી રીતે, માનવ મેદની તરફ જરા સરખી પણ નજર નાંખ્યા સિવાય પાછી ચાલી ગઈ. નગર-ચર્ચા જોવા નીકળેલો રાજા, રૂપસુંદરીના રૂપનો વિચાર કરતાં કરતાં પોતાની રાજવી તરીકેની ફરજો ભૂલી ગયો. રૂપસુંદરી એના હૃદયને કોરવા લાગી હતી. રૂપસુંદરીને પોતાની બનાવવાની ઈચ્છા વધુ ને વધુ તીવ્ર થવા લાગી હતી. રૂપસુંદરી વિષેના સતત વિચારોને પરિણામે એ કર્તવ્યભ્રષ્ટ અધમ રાજા બન્યો. આગળ પાછળનો કંઈ વિચાર ન કર્યો. લાજ-શરમ બધું મૂકી દીધું. એણે બીજે દિવસે જાતવંત ઘોડાની ખરીદ કરવાને બહાને પ્રધાન માધવને કચ્છમાં મોકલ્યો.

પ્રધાન માધવ કચ્છમાં ગયો એની બીજી સવારે રાજાનાં માણસોએ માધવના ઘરને ઘેરી લીધું: માધવનો નાનો ભાઈ પ્રધાન કેશવ ઘરમાં હતો. રૂપસુંદરી પર રાજા કરણની નજર ફરી છે, એ વાત જાણી કેશવને ખૂબ ક્રોધ ચડ્યો. એણે કહ્યું: “ મારે જીવતે રૂપસુંદરીને રાજાનાં માણસો હાથ લગાડી શકે

તેમ નથી. ચાલ્યા આવો, જેનામાં હિંમત હોય તે !"
પરંતુ કરણે મોકલેલા સૈનિકોને તો રૂપસુંદરીને ઊપાડી જવી હતી. એટલે તેઓ માધવના ઘરની અંદર ઘૂસ્યા. કેશવે હાથમાં તલવાર લીધી, અને ઘાસની જેમ રાજાનાં માણસોને કાપવા લાગ્યો. મરણીઓ બનેલો કેશવ દુશ્મનોનાં હૈયાં ધ્રૂજાવી નાંખે તેવા જોમથી, સૈનિકો વચ્ચે ઝઝૂમતો હતો. પરંતુ કરણના અનેક સૈનિકો પાસે એના એકલાનું શું ગજું ? આખરે તે લડતો લડતો ઘરનાં બારણાં પાસે પડયો, અને કરણના સૈનિકો પ્રધાન માધવની સ્ત્રી રૂપસુંદરીને મહેલમાં ઉપાડી ગયા.

રાજા કરણના આ અપકૃત્યથી પાટણની પ્રજા તેને ફિટકાર આપવા લાગી. પરંતુ કરણને મોઢે તેના આવા દુષ્ટ કૃત્ય માટે વિરોધ ઊઠાવવાની કોઈની હિંમત ન ચાલી. પાટણનું સ્ત્રીત્વ એ દહાડે નિરાધાર બન્યું. ગૂજરાતની ધરતી ભારે બની.

પ્રધાન માધવ જ્યારે પાટણ આવ્યો ત્યારે આ વાત સાંભળી, તેને ખૂબ દુઃખ થયું. રાજા કરણે એને જિંદગીમાં ન ભૂલાય તેવો અન્યાય કર્યો હતો.

માધવના હૃદયમાં થયેલો આ અન્યાય ઘોળાવા લાગ્યો. પરિણામે તેના હૃદયમાં કરણ પ્રત્યે વેર જન્મ્યું. જે પ્રજાની પોતે વર્ષોથી સેવા કરતો હતો, એણે પણ કેમ પોતાની મદદ ન કરી? રાજા અને પ્રજા બન્ને નગુણાં? માધવ ક્રોધમાં ભાન ભૂલ્યો. વેરની તૃપ્તિ માટે એ અનેક વિચાર કરવા લાગ્યો. એની નજરે દિલ્હીનો બાદશાહ અલ્લાઉદ્દીન ખૂની આવ્યો. વેર લેવાની ધૂનમાં એણે અધમ પગલું ભર્યું. દેશદ્રોહનો ભયંકર માર્ગ સ્વીકાર્યો. પોતાના રાજા ઉપર વેર લેવાની ધૂનમાં એણે ગૂજરાતને બીજાને હાથ સોંપવાનો અધમ માર્ગ લીધો. કરણને પાયમાલ કરવા માટે એ બાદશાહની મદદ માટે દિલ્હી ગયો. વેરથી અંધ થયેલો મનુષ્ય શું નથી કરતો? ઘરબાર વિનાના માધવને હવે કેવળ બદલો જ લેવો હતો.

માધવ દિલ્હી પહોંચ્યો કે તરત જ બાદશાહને મળ્યો. તેણે બાદશાહને કહ્યું કે, "હું ગુજરાતના રાજા કરણનો પ્રધાન છું. રાજા કરણ તદ્દન મૂર્ખ છે. પ્રજા તેનાથી કંટાળી ગઈ છે, અને તેના અમલ-

માંથી છૂટવા એક પગે તૈયાર છે. પ્રજાના હિતને માટે આજે હું આપની પાસે આવ્યો છું. આપ ગુજરાત ઉપર ચઢાઈ કરો. હું મારાથી બનતી બધી મદદ કરીશ. રાજાથી કંટાળેલી પ્રજા તથા સરદારો પણ આપની પડખે રહીને જ લડશે. જે નહિ લડે તે તમારી સામે તો નહિ જ થાય. ચાલો બાદશાહ, આકડે મધ બેઠું છે. ઊતારી લો."

બાદશાહ અલાઉદ્દીનને પોતાની સત્તા ફેલાવવાનો ખૂબ મોહ હતો. આવેલી તકનો લાભ લેવા તેણે તેજ વખતે નિશ્ચય કરી નાંખ્યો: ઈ. સ. ૧૨૯૭ માં ગુજરાત પર ચઢાઇ કરવા, પોતાના ભાઇ અલફખાનની સરદારી હેઠળ તેણે મોટું લશ્કર મોકલવા હુકમ કર્યો.

પ્રધાન માધવ, બાદશાહના મોટા લશ્કર સાથે પાટણ પર ચઢાઈ કરવા આવે છે, એ સમાચાર જ્યારે કરણે જાણ્યા ત્યારે તેના હૃદયમાં ક્રોધનો અગ્નિ ભભૂકી ઊઠયો. પોતે ગૂજારેલો અન્યાય ભૂલી ગયો, અને માધવનું હીચકારાપણું એને

અકારું લાગ્યું. એ બાદશાહના લશ્કર સામે લડવા તૈયાર થયો. લડાઈ જાહેર કરવા એણે રણશીંગડું ફુંકાવ્યું, પરંતુ કરણના અન્યાયી જુલ્મોની સીમા નહોતી. ગુજરાતની પ્રજા કરણના જુલ્મથી કંટાળી ગઈ હતી. એટલે રણશીંગાના જોરદાર સ્વર પ્રજાએ, સરદારોએ, ગરાસીઆઓએ અને ઠાકોરોએ ઠંડે પેટ સાંભળ્યા. કોઈનો સારો સાથ ન મળ્યો. છેવટે રાજ્યના લશ્કર અને ભાડુતી સૈનિકો સાથે તે બાદશાહના લશ્કર સામે લડવા પાટણ બહાર નીકળ્યો.

પાટણને પાદરે યુદ્ધ થયું. એક બાજુ સુંદર સંખ્યાબંધ વ્યવસ્થિત મોટું લશ્કર, બીજી બાજુ ઓછી સંખ્યાવાળું અવ્યવસ્થિત નાનું લશ્કર! છેવટે અપકૃત્ય કરનારો, મોહાંધ, કર્તવ્યભ્રષ્ટ રાજવી કરણ હાર્યો, અને મુસલમાનો જીત્યા. ઈ. સ. ૧૨૯૭ની એક સાંજે ઇતિહાસમાં પહેલીજ વખત ગુજરાત મુસલમાનોના હાથમાં ગયું.

વેરની તૃપ્તિ થયેલી જોઈ માધવને સંતોષ થયો. પરંતુ એનો એ સંતોષ ક્ષણિક નીવડ્યો. કરણને હરાવી

બાદશાહનું લશ્કર સીધું દિલ્હી ન ગયું. મુસલમાન સરદારોએ ગુજરાતમાં અઢળક ધનભંડાર જોયો. બાદશાહના લશ્કરે ગુજરાતનું સમૃદ્ધ શહેર ખંભાત લૂંટયું. સોમનાથ મહાદેવનું દેવળ તોડયું, અને અઢળક ધન લૂંટી લીધું. સિદ્ધપુરનો પ્રખ્યાત રૂદ્રમાળ તોડયો, અને બીજાં અનેક હિંદુ અને જૈન દેવળોને તોડયાં. સાત વર્ષ સુધી ગૂજરાતની લીલી વાડીઓ કચરાઈ.

પ્રજાથી હડધૂત થયેલા રાજા કરણને રણમેદાનમાં મરતાંય ન આવડયું. એ બધું એમનું એમ મકી પોતાની પુત્રી દેવળદેવી સાથે નાસી છુટયો. એના નસીબમાં એના પાપની શિક્ષા આ જન્મમાં જ જોવાની લખાયેલી હશે. એની રાણી કૌલાદેવીને પકડીને બાદશાહ પાસે દિલ્હી મોકલી દેવામાં આવી.

રાણી કૌલાદેવી અત્યંત રૂપવતી હતી. બાદશાહે એને માનીતી બેગમ બનાવી. પણ કૌલાદેવીને પોતાની પુત્રી દેવળદેવી ખૂબ યાદ આવતી હતી. તે વારંવાર દેવળદેવીને શોધી લાવવા માટે બાદશાહને આગ્રહ કર્યા કરતી.

નષ્ટ ભ્રષ્ટ થયેલો રાજા કરણ બાગલાણના ડુંગરોમાં રખડતો-રઝળતો હતો. ખાવાને, સુવાને કે પહેરવાને પૂરતું મળતું નહોતું. પાછળ બાદશાહી સેના તો પડી જ હતી. કેવળ યુવાન બનેલી દેવળદેવીને જોઈ રાજા કરણ પોતાના દુઃખી દિવસો કાપતો હતો. આ વખતે દેવગિરિના યાદવ રાજાએ દેવળદેવીનું માગુ કર્યું, પણ રજપૂતકન્યા મરાઠાને કેમ પરણે; એમ કહી કરણે એનો અસ્વીકાર કર્યો.

આ વેળા બાદશાહે પોતાના સેનાપતિ મલેક કાફુરને દક્ષિણ જીતવા મોકલ્યો. કૌલાદેવીએ બાદ-શાહને પ્રાર્થના કરી કે તેઓ સેનાપતિને દેવળદેવી શોધી લાવવાની આજ્ઞા કરે. બાદશાહે મલેક કાફુરને તેવી સૂચના કરી.

મલેક કાફુર સૈન્ય સાથે બાગલાણના કિલ્લા ઉપર હલ્લો લઈ ગયો. રાજા કરણ બહાદુરીથી સામે થયો પણ તેને નાસવું પડયું. આગળ એ અને પાછળ બાદશાહી લશ્કર. આ વેળા કરણે વિચાર્યું કે દેવળદેવીને બચાવી લઉં. તેણે પોતાના વિશ્વાસુ

માણસો સાથે દેવળદેવીને દેવગિરિ તરફ ત્યાંના રાજા સાથે પરણાવવા રવાના કરી. પણ માર્ગમાં જ એ પકડાઈ ગઈ. એને પકડીને મલેક કાફુરે તેને દિલ્હી મોકલી આપી. કૌળાદેવી દેવળદેવીને જોઈને ખૂબ ખૂબ રાજી થઈ.

કૌળાદેવી તો કરણને ભૂલી ગઈ હતી. બાદશાહી વૈભવ, સુખ–સગવડો અને પોતાનું મહાસામ્રાજ્ઞી સમું સ્થાન, એ બધાંયે એને ખૂબ આકર્ષી હતી. સુખ, આનંદ, વિલાસ અને મોજશોખમાં એ ગરકાવ થઈ ગઈ હતી, અને પોતાને સુંદર ભાગ્ય પ્રાપ્ત થયું હોય એમ માનતી હતી!

શાહજાદા ખીરજખાનને દેવળદેવીનું રૂપ ગમી ગયું હતું. આખરે ખીરજખાન અને દેવળદેવી પરણ્યાં. કરણના અપકૃત્યનો બદલો મળતો ન હોય તેમ બન્ને મા–દીકરી મુસલમાન બની રાચતાં હતાં, અને રખડતા–રઝળતા કરણને તદ્દન ભૂલી ગયાં હતાં.

ભર્યાભાદર્યા જગતમાં એકલવાયો બનેલો, હારેલો થાકેલો, પ્રજાદ્રોહી રાજા કરણ કોણ જાણે ક્યારે

મરણ પામ્યો. દેશદ્રોહી માધવના પણ પછી કશા સમાચાર ન મળ્યા.

ગરવી ગૂજરાતનો છેલ્લો હિંદુ રાજા ગયો. કેટલાંએક વર્ષો પછી મુસ્લીમોએ ગૂજરાતને પોતાની બનાવી. ગુજરાતની લીલી વાડીઓ એમને ગમી.

એ ગુજરાતના બન્યા. ગુજરાતે એમને પોતાના બનાવ્યા.

## અમારાં પાઠ્ય પુસ્તકો

| | |
|---|---|
| **ધૂમકેતુ પાઠસંગ્રહ સં. મધુસૂદન મોદી એમ. એ.** [પ્રોફેસર અનંતરાય રાવળ એમ. એ.ની પ્રસ્તાવના સહિત] | ૧-૦-૦ |
| **તણખા-મંડળ પહેલું** [ ધૂમકેતુ ] | ૧-૮-૦ |
| **સંક્ષિપ્ત કરણઘેલો** [ ગૂ. વિદ્યાપીઠ ] | ૦-૮-૦ |
| **નર્મદનું પદ્યમંદિર** [ કાવ્યોનો સંગ્રહ ] | ૧-૮-૦ |
| **રાજકથા** [ જમુદાણી ] | ૦-૧૦-૦ |
| **દ્વિરેફ**-ભાગ પહેલો | ૧-૪-૦ |
| **સંગીત માર્ગપદેશિકા** [ બાપાલાલ અ. દવે ] | ૦-૬-૦ |
| **સંગીત વિનોદ** [ ,, ] | ૦-૧૦-૦ |
| **હૃદયરંગ** [ હરિહર પ્રા. ભટ્ટ ] | ૦-૪-૦ |
| **બાળકોનું મહાભારત**-સચિત્ર ભાગ ૧-૨ [ રમણલાલ નાનાલાલ શાહ. ] | ૧-૧૨-૦ |
| **બાળવાચનમાળાનાં** ૧ થી ૧૦ પુસ્તકો [ સોમાભાઈ કિ. પટેલ ] | ૧-૪-૬ |
| **સાહિત્યદર્શન** [અંબાલાલ નૃ. શાહ] | ૦-૧૦-૦ |
| **માનવ-દેહમંદિર** [ દેસાઈભાઈ, પ્રિન્સિપાલ વિઠ્ઠલકન્યા વિદ્યાલય ] | ૧-૪-૦ |

### 'ધૂમકેતુ'ની પ્રૌઢશિક્ષણ ગ્રંથમાલા

| | |
|---|---|
| **નાની પોથી** | ૦-૧-૦ |
| **પહેલી ચોપડી** | ૦-૧-૦ |
| **બીજી ચોપડી** | ૦-૧-૬ |




સંપાદક: રમણલાલ નાનાલાલ શાહ : તંત્રી—બાલજીવન

| | | |
|---|---|---|
| ૧ | અંતરનાં અજવાળાં | રૂ. ૦—૫—૦ |
| ૨ | કુતરાની કહાણી | રૂ. ૦—૮—૦ |
| ૩ | ગરવી ગુજરાત | રૂ. ૦—૭—૦ |
| ૪ | જગતના જંગલમાંથી | રૂ. ૦—૫—૦ |
| ૫ | કીર્તિ મંદિર | રૂ. ૦—૬—૦ |
| ૬ | વાઘની બોડમાં | રૂ. ૦—૬—૦ |
| ૭ | વિજ્ઞાન વિનોદ | રૂ. ૦—૫—૦ |
| ૮-૯ | નાનકડી વાતો | રૂ. ૦—૬—૦ |
| ૧૦-૧૧ | કથા ગીતો | રૂ. ૦—૬—૦ |
| ૧૨ | વાનર પુરાણ | રૂ. ૦—૬—૦ |
| | જનપદ (બિટ પુસ્તક) | રૂ. ૦—૧૨—૦ |

૧૨ ચોપડીના આખા સેટનું લવાજમ માત્ર રૂ. ૩|
અગાઉથી. આશરે ૭૦૦ થી વધુ પૃષ્ઠનું સળંગ,
સુંદર, વિવિધતાભર્યું વાંચન અને અસંખ્ય ચિત્રો
ત્રીજું વર્ષ ચાલે છે.